# પોર્તુગીઝ ભાષાનો ભોમીઓ

લેખક અને પ્રકાશક
પ્રા. વિ. ધ્રુવ

કીમત રૂ. ૨-૮ ૦

# પોરતુગીઝ ભાષાનો ભોમીઓ

# A GUIDE TO PORTUGUESE LANGUAGE

જેની અંદર સરલતાથી શીખી શકાય તેવું સંક્ષેપ અને સંપૂર્ણ વ્યાકરણ, તેના દાખલા, જુદા જુદા પાઠ, બધા કાળ અને ભેદના ક્રિયાપદના સંપૂર્ણ રૂપાન્તરો, શુદ્ધ ઉચ્ચાર અને અંગ્રેજી સહિત વાંચન ઉપયોગી અને ચાલુ હમેશાં વાતચીતમાં વપરાતા વાકયો, કાયદા, સગાંસગપણ તથા વેપારી અને બીજા ધંધાદારીઓના શબ્દો ઉપરાંત બે શબ્દકોષ અને શીરનામાના નમુના પણ આપેલાં છે.


યોજક અને પ્રકાશક—

પ્રાણજીવન વિઠ્ઠલદાસ ધ્રુવ,

ઠે૦—૩૧૦, કાલબાદેવી રોડ, મુંબાઇ નં૦ ૨.



'જૈનવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં મુલચંદ કિસનદાસ કાપડીઆએ છાપ્યું.

ઠે:—ખપાટીયા ચકલા, લક્ષ્મીનારાયણની વાડી-સુરત.

વિક્રમાર્ક ૧૯૭૩.] પ્રથમાવૃત્તિ [ઈ૦ સ૦ ૧૯૧૭.

કીંમત રૂ૦ ૨-૮-૦



## અર્પણ પત્રિકા

# શેઠ ભગવાનદાસ હરીદાસની કું૦
# મુંબઈ.

માનવંતા સાહેબ,

આ ભાષા મને પ્રાપ્ત થઇ તેના સંપૂર્ણ ઉત્પાદક આપ છો. આપ પોતે સ્વભાષાના ચાહનારા છો. પોતાની રાજ્ય ભાષા જાણવાને જેવીરીતે આપ ઉત્સુક છો તેવીરીતે આપના વતનવાસી બંધુઓ કે જેને હમેશાં આ ભાષાની જરૂર પડે છે તેઓ વ્યાકરણ સહિત જાણી શકે અને શુદ્ધ બોલી શકે એવી તિવ્ર લાગણી તેમના પ્રત્યે ધરાવનારા હોવાથી અને આ પુસ્તક રચાવવામાં મુખ્ય પ્રોત્સાહક આપજ હોવાથી આ પુસ્તક આપનેજ અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

લી૦ આપનો આજ્ઞાંકિત

પ્રાણજીવન વિઠ્ઠલદાસ ધ્રુવ.

# પ્રસ્તાવના.

—⊱⊰—

આફ્રીકામાં લોરેન્સો માર્કસ (ડિલાગોઆ બે)માં એક રવિવારના ફુરસદ સમયે એક વખતે કેટલાક મિત્રો ભેગા થયા હતા અને આનંદની વાર્તા ચાલતી હતી તે વાત દરમ્યાન (જેમ કેટલીક વખતે આપણી વાતચીતમાં અંગ્રેજી શબ્દો વાપરીએ છીએ તેમ ત્યાં પોરતુગીઝ ભાષા વપરાતી હોવાથી વાતચીત દરમ્યાન) પોરતુગીઝ ભાષાના કેટલાક શબ્દોની ભેળસેળ થતી હતી; તે દરમ્યાન વાતચીત નીકળતાં એક મિત્રે કહ્યું કે પોરતુગીઝ ભાષા શીખવાને હજુ એક પણ પુસ્તક એવું જોવામાં આવતું નથી કે જેમાં શબ્દ ભંડોળ સાથે વાક્યરચના અને વ્યાકરણની રીત સંક્ષેપમાં જણાવી વ્યાકરણ પદ્ધતિ અનુસાર વાક્યો પણ આપવામાં આવ્યા હોય અને વાક્યો શુદ્ધ કેમ બોલવાં તે પણ સમજાવેલું હોય. આવી ચોપડી હોય તો આવકાર-દાયક થઇ પડે.

ત્યાં આગળ દરેક પોતપોતાના વ્યવસાયમાં હોય અને નવરા થવાને વખતજ ન મળે કારણકે ત્યાંનું કામ ઘણુંજ અટપટું અને મહેતા ઉપર અધો ભાર એટલે એવું કામ કરવાની ઇચ્છા રાખનારને સમય પણ મળે નહીં; પરંતુ મનથી નિશ્ચય એમ તો થયો કે ઇશ્વરકૃપાથી જો સંજોગ સાનુ-કુળ આવે તો આ માંગણીને પહોંચી વળાય. તેમજ હીંદુસ્થાનમાંથી પોરતુ-ગીઝ આફ્રીકામાં દીવ, દમણ, કુતીઆણા, પોરબંદર, મહુવા અને કાઠીઆવાડના બીજા ઘણા ગામો અને શહેરોમાંથી ઘણા ભાઇઓ આજ લાંબા વખતથી જતા આવતા હોવાથી અને પોતાનો મોટો વ્યવહાર અને વ્યાપાર ત્યાં ચાલતો હોવાથી તેમને તથા તેમના જે નોકરો મહેતા મુત્સદ્દિઓ જે નવેસરથી જાય તેમને પણ આ ભાષાના થોડા ઘણા શબ્દો કે વાતચીતના વાક્યો આવડતા હોય તો કેટલા

બધા ઉપયોગી થઇ પડે ? એવી સ્વભાવિક ભાવના શેઠીઆઓને પોતાના માણસો તરફથી હોયજ અને તે જાણવાનું કંઇક સાધન હોય તો જેને જરૂર પડે તેને ઘણુંજ ઉપયોગી થઇ પડે.

વળી મુંબઇ સમાચારમાં (તા. ૨૫-૮-૧૬ના અંકમાં) તથા લોકપ્રિય 'ગુજરાતિ' પત્રમાં પણ "પોરતુગીઝ જાણનાર મહેતાજી જોઇએ છીએ" એવી જાહેરખબરો વાંચવાથી તથા આધુનિક મહાસંગ્રામમાં મિત્રરાજ્યો સાથે પોરતુગીઝ રાજ્ય ધાડી દોસ્તીથી બંધાયેલ હોવાથી કિંતુ વધારે સંબંધમાં આવવાથી આ ભાષાનો ઉપયોગ પણ હવે છુટથી થાય તેમજ હીંદુસ્થાનના પોરતુગીઝ રાજ્યના દીવ, દમણ અને તેનાં ગામડાંઓમાં રહેતા ગુજરાતિ દેશી ભાઇઓને આવું પુસ્તક ખરેખર ઉપયોગી થાયજ.

આમ બધાં કારણોથી આવા પુસ્તકની ઉપયોગીતા માલુમ પડવાથી અને આફ્રીકાની મારી મુસાફરી દરમ્યાન ડેલાગોઆબે, ઇંબાન, બેરા, મોઝાંમબીક, ચંચાઇ આદિ શહેરોમાંના ઘણા ભાઇઓનો આવા પુસ્તકમાટે આગ્રહ હોવાથી તેમજ મિત્રો તરફથી સુચના થવાથી એમ નિશ્ચય થયો કે આવું પુસ્તક જેને જેને ઉપયોગી થશે તેને તેને સાકરથી પણ ગળ્યું અને સોનાથી પણ પીળું લાગ્યા વિના રહેશેજ નહીં એમ ધારીને સં૦ ૧૯૭૨ના શ્રાવણ વદી ૧૩ શનીવારે તા.-૨૬-૮-૧૬ ના રોજે આ પુસ્તક લખવાની શરૂઆત કરી.

આફ્રીકામાં ગયાબાદ જે પદ્ધતિથી મારે પોરતુગીઝ ભાષા શીખવાની સરળતા પડી હતી, અને થોડા સમયમાં જે જાણી શક્યો તેની વિગતવાર નોંધ ત્યારેજ ઉપર ટપકે જોઈ જાણી અને લખી લીધી હતી તેનો આમાં ઉપયોગ કર્યો છે જેથી શીખનારને વધારે સરળતા પડશે.

આ પુસ્તકમાં ખાસ કરીને નીચેની બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

૧ ભાષા કેમ બોલવી તથા લખવી તેનું સંક્ષેપમાં ગુજરાતિ ભાષામાં સંપૂર્ણ વ્યાકરણ-દાખલા અને શુદ્ધ ઉચ્ચાર.

૨ તે સંબંધી પાઠ, તથા નામ, વિશેષણ, સર્વનામ, ક્રિયાપદ અને અવ્યય વિગેરેના ઉપયોગી શબ્દો અને વાક્યો.

૩ દરેક ધંધામાં હમેશાં બોલાતી ભાષાના મોટા મોટા ચાલુ વાક્યો: જેથી વાંચતાં શીખાય અને વાતચીત પણ કરી શકાય.

૪ કાયદા અને સગાંસગપણનાં શબ્દો, વેપારની ચીજોનાં નામો, વાર, માસ અને ઋતુઓ વિગેરેની જુદીજ નોંધ જણાવેલ છે.

૫ શબ્દકોષ. હમેશાં વપરાશમાં આવતા ગુજરાતિ શબ્દોનું પોરતુગીઝ

૬ ,, પોરતુગીઝ ,, ગુજરાતિ.

ઉપરના એ વિષયોમાં દરેક પોરતુગીઝ શબ્દ અને વાક્યનો શુદ્ધ ગુજરાતિ ઉચ્ચાર સાથે **તેને મળતો અંગ્રેજી શબ્દ કે વાક્ય corresponding word or sentence** આપેલ છે કે જેથી અત્રે ઉપયોગી થાય તેવી રીતે ( ડેલાગોઆએ એ ત્રાન્સવાલમાં જવા આવવાનો દરવાજો હોવાથી) ત્રાન્સવાલથી જનારા અને આવનારા તથા ડેલાગોઆ-એની મુલાકાત લેનારાઓને પણ ઉપયોગી થઇ પડવા સંભવ છે.

આ પુસ્તક રચવામાં એવી ગોઠવણ કરેલી છે કે (૧) શરૂઆતથી જેને શીખવું હોય તેને તેવી રીત મળી શકે. (૨) કેટલાકને ભાંગાટુટું થોડું બોલતાં આવતું હોય અને તેવા ગુજરાતિમાં ઉચ્ચારવાળા વાક્ય જો વાંચવામાં આવે તે યાદ રાખીને બોલવાં હોય તો તેમ પણ કરી શકે. (૩) કેટલાકને ઉપયોગી શબ્દોની જરૂર હોય તેને તે પણ મળી શકે અને (૪) કેટલાકને તો વાક્ય કેમ જોડવા અને નવું પોરતુગીઝ વાક્ય કેમ બનાવવું તે જાણવા ઇચ્છા હોય તો તેમ પણ શીખી શકે.

એટલે આ પુસ્તક ભોમીઆ (Guide) તરીકેનું કામ બજાવવાને માટે પુરતું છે તેમાં આગળ વધવું તે શીખનાર અધિકારીની હુશીઆરી ઉપર આધાર છે. ભોમીઆનો અર્થ અને ઉદ્દેશ એવો છે કે જેમ અજાણી જગ્યામાં જવાનું હોય અને જગ્યાની માહિતી ન હોય તો પાછું ફરવું પડે કિંવા વધારે ભટકવું પડે તે વખતે ભોમીઓ એટલે રસ્તો બતાવનાર હોય તો તેવી અડચણ દૂર કરી થોડા વખતમાં વધારે પ્રસંગો-ચીજો-સ્થળો

વિગેરેથી માહિતગાર વહેલા અને સહેલાઈથી થવાય છે તેવીજ રીતે આ ભોમીઆની મદદથી સદરહુ ભાષા બોલનારા પાસે અચકાવું ન પડે અગર તેઓથી પાછા પડવું ન પડે.

પર રાજ્યની અંદર રહેવું અને તેની ભાષા ન જાણવી તેથી કેટલી બધી અડચણ પડે છે તેનો ખ્યાલ જેને હોય તેજ જાણી શકે, કારણકે ટ્રીઝેરી, ટપાલ, કસ્ટમ્સ, પોલીસ, એડમીનીસ્ટ્રેશન અને કપ્તાની વિગેરે ખાતામાં જવાની જરૂર પડેજ તે વખતે દુભાષિયો હોય તો કામ ચાલી શકે અને ફક્ત એશબ્દ બોલીને જે કામ થાય તે કામ એક દુભાષિયા-મારફતે કરવાથી એક પત્રન ખર્ચો થાય અને માથે ઉપકાર જુદો તો તેવે વખતે આવું પુસ્તક શું ઉપયોગી થઇ પડયું તેની કીંમત ત્યારેજ થઇ શકે એટલે જેમ અંગ્રેજીમાં કહ્યું છે કે Good wine needs no bush અર્થાત્ સૂર્યને કાંઇ મશાલની જરૂર નથી તેવીજ રીતે આ પુસ્તક વિષે વધારે લખવાની જરૂર નથી.

ઉચ્ચાર કરવામાં ઉપયોગી થઇ પડે તે માટે એક જુદી નોંધ આ પરતાવના પછી આપેલ છે જે વાંચ્યાથી શુદ્ધ ઉચ્ચારો કેમ કરવા તે સમજી શકાશે તેમજ પ્રથમના ૨૦ પાનામાં તે માટે નિશાનીઓ ખાસ કાળજીપૂર્વક દર્શાવી છે. પહેલેથી સાતપાઠ સુધી વાક્યનું અંગ્રેજી બહુ ઉપયોગી નહીં લાગ-વાથી આપેલ નથી ફક્ત અંગ્રેજી શબ્દોજ મથાળે આપેલ છે પરંતુ આઠમા પાઠથી અંગ્રેજી વાક્ય આપવા યોગ્ય જણાયાથીજ આપેલ છે. ક્રિયાપદ વિષે બહુ વિવેચન આપવું તે ઘણુંજ અઘરૂં કામ છે અને તેને માટે જગ્યા અને વખત બહુ જોઇએ તેમજ દરેક ભાષામાં ક્રિયાપદ મુખ્ય ભાગ ભજવે છે કારણકે The verb is the essence of every sentence તથા તેમાં અનિયમિતતા વિશેષ હોવાથી લંબાણ આંપીએ તો વાંચતાંજ કંટાળો આવે જેથી આ પુસ્તકમાં આપવું ઘટે તેટલુંજ વર્ણન કરેલછે. ગુજરાતિ વાક્યો જેજે આપ્યાં છે તે ફક્ત ચાલુ હમેશાં બોલાતા વાક્યોના નમુનાજ આપ્યા છે પરંતુ શબ્દ આવડતા હોય અને ક્રિયાપદના રૂપ જે આપેલાં છે તે બરાબર યાદ હોયતો તેવી ઢબનાં બીજાં વાક્ય તુરતજ સહેલાઈથી બનાવતાં આવડે અને શોધી શકાય. વાક્યોની અંદર જેજે શબ્દો નવા લાગે તે પોરતુગીઝ ગુજરાતિ

શબ્દકોષમાં જોવા અને તેનાં ન હોય તો જાણવું કે વિશેષણ ક્રિયાપદ કે અવ્યયના લીસ્ટમાં આવેલ હશે. એટલે વિશેષણ, ક્રિયાપદ કે અવ્યયના લીસ્ટમાં આવેલા શબ્દો ફરીથી શબ્દકોષમાં આપેલ નથી કેમકે બહુ લંબાણ થવા સંભવ છે.

આ પુસ્તકમાં પોરટુગીઝ ભાષાનો જે ભાગ છે તેના ઉચ્ચાર ગોવાની કોલેજમાં પાસ થએલા ગ્રેજ્યુએટ શિક્ષક રા. રા. V. S. Borkar એઓએ પોતાની સંપૂર્ણ કાળજી રાખી સુધરાવ્યા છે તે માટે તેમનો તથા મ્હારા મિત્ર રા. રા. K. Y. Kadkade કે જેઓએ આ કામમાં પ્રસંગોપાત મદદ કરી છે તેમનો આ સ્થળે ઉપકાર માનું છું. તેમજ સુરતના પ્રસિદ્ધ છાપખાના શ્રી "જૈન વિજય" પ્રીન્ટીંગ પ્રેસના માલિક અને મેનેજર રા. રા. મુલચંદભાઇ કિસનદાસ કાપડીઆએ પોતાની ખાસ દેખરેખ નીચે આ કામને ફતેહમંદ ઉતારવાને પ્રયત્ન કરેલ છે તે માટે તેમનો પણ ઉપકાર થયો છે. જો કે એક દેશી છાપખાનામાં આવી પોરટુગીઝ ભાષાનાં બધાં ટાઇપ તૈયાર કરાવી છપામણીમાં નીટતા રાખવી તે કાંઇ ઓછી મહેનતનું કામ નથી. અને અમે આફ્રિકાના બધા ભાઇઓને ભલામણ કરીએ છીએ કે તેઓ નોટપેપર—કવર સુદ્ધાંત અન્ય છાપવાનું કામ આ છાપખાનાને સોંપશે તો કિફાયત ભાવથી તેઓને સારૂં કામ મળશે એમ અમારી સંપૂર્ણ ખાત્રી છે.

લડાઇને લીધે કાગળના ભાવ ઘણાજ વધેલ હોવા છતાં સુપરરોયલ ગ્લેઝ કાગળનો ઉપયોગ કરેલ છે જેની ગ્રાહકો કદર કરશે.

અગાઉથી ગ્રાહક થઇ પોતાનું નામ નોંધાવનાર સદ્‌ગૃહસ્થોનો આ સ્થળે ઉપકાર માનવામાં આવે છે, જેઓના મુબારક નામો આ પુસ્તકની પાછળ આપેલાં છે.

લી. યોજક અને પ્રકાશક,

**પી. વી. ધ્રુવ.**

**ઠે. ૩૧૦ કાલબાદેવી–મુંબાઇ.**

# વિષયોની અનુક્રમણિકા.





કલમવાર અનુક્રમણિકા જોવી હોય તો પા. ૧૦મેં જુઓ.

# વર્ગીકરણ મુજબ અનુક્રમણિકા.

# ઉચ્ચાર સંબંધીસૂચના

૧ ઉચ્ચાર કરવામાં િ અને ી (હ્રસ્વ અને દીર્ઘ) નો તફાવત આ ભાષામાં લાંબો ફરક પાડેછે તેથીજ્યાં હ્રસ્વ હોય ત્યાં ઇ નહીં જેવો બોલાય છે જેમકે આપણે સાધારણુ રીતે Sete (સૅત) બોલીએ છીએ પણુ પોરતુગીઝ લોકો સૅતિ બોલે છે જેમા ઇ નહીં જેવો બોલે છે, તેથી આપણાથી તે ઈ એકદમ સંભળાતો નથી. આઉપરથી જાણુવાનું કે જ્યાં હ્રસ્વનો ઉપયોગ આ પુસ્તકમાં કરાયેલ છે ત્યાં ત્યાં તેનો ઉચ્ચાર બહુજ ધીમેથી કરવાનો છે. દાખલા તરીકે Espere અને Pergunte આ બંને આજ્ઞાર્થ ત્રીજા પુરૂષ એકવચન વર્તમાન કાળના રૂપ છે તેના ઉચ્ચાર ખરી રીતે ઈસ્પૅરિ અને પરગુંતિ છે તેને બદલે જો ભાર દઇને ઈસ્પૅર અને પરગુંત બોલાયતો તે અશુદ્ધ છે એમ કહી શકાય.

૨ છેડેનો અક્ષર આખો બોલવો કે અર્ધો તે ખાસ ધ્યાન રાખવાનું છે. જેમકે Guarda (ગાર્દ) આખો અ (દં) બોલવાનો હોવાથી આ જેવો ઉચ્ચાર સમજાય છે અને આપણે પોરતુગીઝ શબ્દ જ્યારે સાંભળીએ છીએ ત્યારે ગાર્દા જેવું જે સંભળાય છે તેનું કારણુ અ આખો બોલવાથીજ પરંતુ જ્યારે Gil જીલ્ હોય ત્યાં જીલ (લ) આખો બોલાતો નથી.

૩ આ પુસ્તકમાં જેજે નિશાનીઓ વપરાયેલ છે તેના તેના ઉચ્ચાર કેમ કરવા તેની રીતઃ—

˘ પહોળો ઉચ્ચાર જેમકે Pode પૅાદનો ઉચ્ચાર પહોળો એટલે અંગ્રેજીમાં Hot (હૅાટ) જેવો;

ˆ લાંબો જેમકે Toda તોદનો ઉચ્ચાર લાંબો એટલે અંગ્રેજીમાં (hope) હોપ જેવો

' ભારદર્શક જેમકે Ovó' ઓવુ' ઉપર ભારદર્શક ચિન્હ હોવાથી તે

અક્ષર ઉપર ભાર દઇને (અર્થાત્ એવડો હોય એમ) બોલાય છે. જેમકે બોવ્વુ બોલવું.

૪ જ્યારે શબ્દને છેડે (અંત્યાક્ષર) સાદો (એટલે કંઇપણ ' ^ આવી નિશાની વિનાનો.) o હોય ત્યારે બધે સ્થળે o નો ઉચ્ચાર હ્રસ્વ ઉ જેવો થાય છે જેમકે Todo તોદુ.

૫ જ્યારે s જોડાક્ષરમાં હોય ત્યારે તે શ્ છે એમ જાણી તેનો ઉચ્ચાર શેરડીના શ્ જેવો કરવો પણ s હોય તો દંતી સ્ જેવો કરવો.

૬ જ્યારે કોઇ પણ શબ્દ વ (v) થી કે ર (r) થી શરૂ થતો હોય ત્યારે તેનો ઉચ્ચાર હમેશાં બેવડા તરીકેજ કરાય છે જેમકે Volte વ્વૉલ્તી વિગેરે

૭ e ઉપર' (એક્યુટ=ભારદર્શક ચિન્હ ન હોય ત્યારે ઉચ્ચાર "ઇ" જેનો અર્થ "અને" થાય છે. પરંતુ é ઉપર આવું એક્યુટ (ભારદર્શક ચિન્હ) હોય ત્યારે ઉચ્ચાર "એ" જેનો અર્થ "છે" થાય છે.

૮ જ્યારે Que પ્રશ્નાર્થ કે આશ્ચર્યાર્થ તરીકે આવેલ હોય ત્યારે ઉચ્ચાર "કી" થાય છે અને બીજી વખતે "કે" ઉચ્ચાર થાય છે. ગુજરાતિ ઉચ્ચારમાં ઈ' ઉપર જ્યારે આવું 'ભારદર્શક ચિન્હ હોય છે ત્યારે ઇશ્વિરના ઇ ની પેઠે લાંબો બોલાય છે.

૧૦ Por શબ્દયોમી અવ્યય જેનો અર્થ "માટે-વડે" થાય છે તેનો ઉચ્ચાર પોર્ અને પુર્ની વચ્ચેનો થાય છે કારણકે Por એ ક્રિયાપદ પણ છે. જ્યારે ક્રિયાપદ તરીકે વપરાયેલ હોય છે ત્યારે તેનો ઉચ્ચાર પોર્ થાય છે. અને અર્થ "મૂકવુ" થાય છે.

ઉચ્ચાર સંબંધી ઉપર જે જે સૂચના જણાવેલ છે તે ભાષાના અનુભવી મારફતે સૂચના લઇનેજ અપાયેલ છે કે જેની સૂચનાથી આ પુસ્તકમાં બધા ઉચ્ચારો અપાયેલા છે તોપણ જેમાં ફેરફાર જણાય તે માટે નીચલે સ્થળે લખવા મહેરબાની કરવી જેથી બીજી આવૃત્તિમાં સુધારો કરી શકાય.

લી૦ પ્રો. વિ. પ્રભુ.

# શુદ્ધિ પત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | | શુદ્ધ | |
|---|---|---|---|---|---|
| ૧૨ | ૪ | પાના ૩ અને ૬ ને બદલે | | પાના ૭ અને ૧૦ વાંચવું | |
| ૨૩ | ૨૫ | શબ્દોનું નામ અંગ્રેજી | ,, | શબ્દોના અંગ્રેજી નામ | ,, |
| ૩૫ | ૨૪ | પફેઇતુ | ,, | પર્ફેઇતુ | ,, |
| ૩૮ | ૨૧ | e | ,, | é | ,, |
| ,, | ૨૫ | e | ,, | é | ,, |
| ૪૩ | ૨૧ | Des | ,, | Dez | ,, |
| ૪૬ | ૫ | Qurters | ,, | Quarters | ,, |
| ૪૭ | ૧૦ | નુ રૅલૉ જિયઉ | ,, | નુ સેઉ રૅલૉન્જિયઉ | ,, |
| ૫૪ | ૯ | Come a | ,, | Coma-a | ,, |
| ૬૭ | ૧૩ | tfvesse | ,, | tivesse | ,, |
| ૭૬ | ૧૬ | પાના ＊ મે આપેલી કલમ | ,, | પાના ૭૨મે આપેલી ૭૧ કલમ | ,, |
| ૯૪ | ૧ | વર્તમાન કાળનું એક વચન | ,, | વર્તમાન કાળનું બીજા પુરૂષનું એક વચન | ,, |
| ૧૦૦ | ૧૪ | Cohir | ,, | Cahir | ,, |
| ૧૦૩ | ૧ | અ | ,, | અને | ,, |
| ૧૦૬ | ૧૦ | iriaom | ,, | iriam | ,, |
| ૧૨૪ | ૭ | ઇસ્પૅરાન્દુ દુરાન્તિ (છે ત્યાર પછી ) | ,, | એસ્તિવ્ ત્રેઝ્ દીઅશ્ ઉમેરવું | ,, |
| ૧૩૯ | ૧૬ | સ | ,, | સઁ | ,, |
| ૧૪૧ | ૭ | exforças | ,, | exforços | ,, |
| ૧૪૨ | ૮ | માંદારઉ | ,, | માંદારંઉ | ,, |
| ૧૪૩ | ૨૪ | igreja aquella | ,, | igreja e aquella | ,, |

| પાનું | લીટી | અશુદ્ધ | | શુદ્ધ | |
|---|---|---|---|---|---|
| ૧૫૩ | ૧૪ | Carreio | ,, | Correio | ,, |
| ૧૬૯ | ૨૩ | દુ ઇમાંઉ દુ મરીદુ | ,, | દુ ઇર્માઉ કહે તેમજ ઇર્માઉ દુ મરીદુ | ,, |
| ૧૭૫ | ૩ | Janciro | ,, | Janeiro | ,, |
| | ૧૨ | ઐતુખુ | ,, | આતુશ્રુ | ,, |
| | ૧૭ | ગુજરાતિ ઍં | ,, | ગુજરાતિ ઍં પોર્તુગેઝ્ આ૦ | ,, |
| ૧૮૭ | ૪ | અશ્પૉર્તાસાંઉ | ,, | ઍશ્ પૉતાસાંઉ | ,, |
| ૨૦૩ | ૧૭ | પાનું ૧૭૩ | ,, | પાનું ૧૭૭ | ,, |
| ૨૦૬ | ૧૦ | સિરૂજીઆંઉ | ,, | સિરૂઝીઆંઉ | ,, |
| ૨૧૦ | ૩ | પાલાવ્રઝ્ ઍં | ,, | પાલાવ્રઝ્ પોર્તુગેઝ્ ઍં | ,, |

શ્રીગણેશાય નમઃ

# A GUIDE TO PORTUGUESE LANGUAGE.

# "પોરતુગીઝ ભાષાનો ભોમીઓ"

૧ પોરતુગીઝ ભાષાના મૂળાક્ષરો ૨૫ છે. જો કે અંગ્રેજીમાં છવીશ છે. જેને એ બી સી. ડી કહે છે તે મૂળાક્ષરો કહેવાય છે તેનાં નામ:—

| | | | | |
|---|---|---|---|---|
| A a આ | F f એફ | K k કા | P p પે | U u ઉ |
| B b બે | G g જે | L l એલ | Q q કે | V v વે |
| C c સે | H h આગહ | M m એમ | R r ઍર | X x શીઝ |
| D d દે | I i ઇ | N n એન | S s એસ | Y y ઇગ્રેગ |
| E e ઍ | J j જોત | O o ઓ | T t તે | અથવા ઇ'સીલોંગ |
| | | | | Z z ઝેડ |

* ગુજરાતી ઉચ્ચાર સંબંધી સૂચના જેના ઉપર - આવી નીશાની હોય તેનો ઉચ્ચાર પહોળો, ˆ હોય ત્યાં સાંકડો અને લાંબો અને ' એકસેન્ટ હોય ત્યા ડબલ અક્ષર જેવો ઉચ્ચાર થાય છે. આમાં a, e, i o, u, y આ સ્વર (Vogaes) વોગાઇઝ છે અને બાકીના બધા વ્યંજન (Consoantes) કોંસોઆંતિઝ છે.

૨ હવે દરેક મૂળાક્ષરનો ઉચ્ચાર કઇ કઇ જગ્યાએ કેવી કેવી રીતે થાય છે તે બતાવવાથી શીખનારને વધારે સગવડ થઇ શકે તેમ હોવાથી વિગતવાર નીચે મુજબ:—

A "આ" ના ઉચ્ચાર

૧ જ્યારે તેના ઉપર ભાર દઇને બોલાય ત્યારે અથવા તેની પછી વ્યંજન હોય ત્યારે ઘણી વખતે "આ" જેવો ઉચ્ચાર થાય છે જેમકે, cavállo (કવાલુ)

૨ જ્યારે તેના ઉપર ભાર ન હોય ત્યારે "અ" જેવો જેમકે, Agora (અગૉરા), Favor (ફવોર)

૩ જ્યારે lh અને g પહેલાં આવેલ હોય ત્યારે તેનો ઉચ્ચાર લગભગ "આઇ" જેવો થાય છે જેમકે, alho (આઇલ્યુ) Pass'agem (પાસાઇજી).

એકજ શબ્દના ઉચ્ચાર બોલવાના તફાવતથી અર્થમાં પણ તફાવત પડે છે. જેમકે, Para (પાર) ઉભો રહે Stop; અને Para (પર) માટે For.

E "ઍ" ના ઉચ્ચાર

૧ પહોળો "ઍ" જેવો જેમકે, Pedra પૅદ્ર

૨ તીણો "એ" જેવો ,, Mesmo મેઝ્મુ

૩ "ઈ" જેવો ,, Seguro સીગુરૂ

૪ જ્યારે શબ્દની છેડે આવેલ હોય ત્યારે તેનો ઉચ્ચાર નથી પણ થતો. જેમકે, Tarde ( તાર્દ )

I "ઇ" ના ઉચ્ચાર

૧ જ્યારે ભાર દઇને બોલાય છે ત્યારે લાંબો "ઈ" જેવો. જેમકે, Día (દીય), Alli (અલી)

૨ જ્યારે ભાર દઇને ન બોલાય ત્યારે ટુંકો "ઇ" જેવો. જેમકે, Animal (અનિમાલ્)

O "ઑ" ના ઉચ્ચાર

૧ ખુલ્લો પહોળો જેમકે Tolo (તૉલ)

૨ લાંબો ,, Toda (તોદ), Fox (ફોખ), Ovo (ઓવુ)

૩ તીણો ઉ જેવો. જ્યારે ભાર વિના બોલાય ત્યારે. જેમકે, Todo (તોદુ), Livro (લીવ્રુ)

બાકીના સ્વરના ઉચ્ચાર અઘરા નહીં હોવાથી જણાવ્યા નથી.

B "બે" નો ઉચ્ચાર "બ" થાય છે.

C "સે" ના ઉચ્ચાર

a, o, u, cr કે cl પહેલાં હોય તો "ક" જેવો થાય. જેમકે, Comida (કુમીદ) અને e, i અને y પહેલાં આવેલ હોય તો "સ" જેવો થાય. જેમકે Cima (સીમ)

ç "સે" જ્યારે આવો સેડીલ (cedilla) વાળો હોય અને a, o અથવા u પહેલાં આવે ત્યારે તેનો ઉચ્ચાર "સ્સ" જેવો થાય છે. જેમકે caça (કાસ્સ), praça (પ્રાસ્સ) વિગેરે

cc નો ઉચ્ચાર સ્સ જેવોજ થાય છે.

ch નો ઉચ્ચાર જો તે સ્વર પહેલાં આવેલ હોય તો "શ" જેવો થાય છે. જેમકે chá (શા). અને જો વ્યંજન પહેલાં આવેલ હોય તો 'ક' christo (ક્રીસ્તુ).

D "દે" નો ઉચ્ચાર "દ" થાય છે.

F "એફ" નો ઉચ્ચાર "ફ" થાય છે.

G "જે" નો ઉચ્ચાર

જ્યારે a, o, u, l અને r પહેલાં આવેલ હોય ત્યારે "ગ"-"ઘ" જેવો થાય છે જેમકે guarda (ગાર્દ) અને e, i, y ની પહેલાં આવ્યો હોય ત્યારે તેનો ઉચ્ચાર "ઝ" જેવો થાય છે. જેમકે giro (ઝીરૂ), gil (ઝીલ).

gu જો e, i, અને y પહેલાં આવેલ હોય તો "ગ" જેવો થાય છે. જેમકે pague (પાગિ) guia (ગીય) પણ જો a અથવા o પહેલાં હોય તો "ગુ" અથવા "ગ્વ" જેવો થાય છે. જેમકે, agua (આગ્વ) નોટ—આપણે જે 'પાગ' બોલીએ છીએ તે પાગિનું ત્રીજે પુરૂષ એક વચનનું રૂપ બોલાય છે.

H "આગાહ" નો ઉચ્ચાર થતોજ નથી.

J "જોત" નો ઉચ્ચાર જ–ઝ થાય છે. જેમકે, Joaõ (જોઆઉં) hoje (ઓજી)

K "કા" નો ઉચ્ચાર 'ક' થાય છે.

L "એલ" નો ઉચ્ચાર "લ" „

Lh નો ઉચ્ચાર "લી" જેવો કરવામાં આવે છે. જેમકે melhor (મીલ્યોર્).

**M** "એમ" નો ઉચ્ચાર 'મ' કરાય છે. પણ છેડે આવેલ હોય ત્યારે અનુસ્વાર કરાય છે. જેમકે "bom" (બોં).

**N** "એન" નો ઉચ્ચાર "ન" કરાયછે. પણ જ્યારે છેડે આવેલ હોય ત્યારે અથવા વ્યંજન પહેલાં આવેલ હોય ત્યારે તેનો ઉચ્ચાર અનુસ્વાર જેવો થાય છે. જેમકે, entende (એંતંદિ)

**Nh** નો ઉચ્ચાર "ની" થાય છે. જેમકે banhar (બાંઇઆર્) આમાં n નો ઉચ્ચાર ઉપરના નિયમ મુજબ અનુસ્વાર થયો તેથી બાકી રહેલો ઇ નો ઉચ્ચાર જુદો પડયો.

**P** "પે" નો ઉચ્ચાર "પ" થાય છે.

**Q** "કે" નો ઉચ્ચાર "ક" થાય છે.

**Qu** નો ઉચ્ચાર જો e, i અને y પહેલાં આવેલ હોય તો "ક" જેવો થાય છે. જેમકે, aqui (અકી) અને a કે o પહેલાં આવેલ હોય તો "કુ" જેવો થાય છે, જેમકે quarto (કવાર્તુ).

**R** "એૅર" નો ઉચ્ચાર 'ર' થાયછે. અને ડબલ r (rr નો ઉચ્ચાર) રર જેવો થાય છે. કોઇ અક્ષર R થી શરૂ થતો હોય તો તેનો ઉચ્ચાર રર ડબલ ર જેવો થાય છે. જેમકે rua રરૂઅ.

**S** "એસ" ના ઉચ્ચાર

૧ શબ્દની શરૂઆતમાં હોય, અથવા ss હોય કે વ્યંજન પછી આવેલ હોય ત્યારે 'સ્સ' ઉચ્ચાર થાય છે. જેમકે subsistir (સુસિસ્તિર્).

૨ વ્યંજન પહેલાં આવેલ હોય, અથવા શબ્દોને છેડે આવેલ હોય ત્યારે કાંઇક "શ" જેવો ઉચ્ચાર થાય છે. જેમકે, Escolas (ઇશ્કૅાલશ), Estou (ઇશ્તો).

૩ જ્યારે બે સ્વરની વચ્ચે આવેલ હોય ત્યારે "ઝ" જેવો થાયછે. જેમકે, Casa (કાઝ).

**T** 'તે' નો ઉચ્ચાર "ત"–"ટ" થાય છે.

**U** "ઉ" ના ઉચ્ચાર સંબંધી બહુ જાણવા જેવું નથી. વપરાશ ઉપર "ઉ"

દીર્ઘ, હ્રસ્વ બોલાય છે.

V "વે" નો ઉચ્ચાર "વ" થાય છે; v થી શરૂઆત થતા શબ્દોનો ઉચ્ચાર વ્વ (ડબલ) કરાય છે.

X "શીઝ" નો ઉચ્ચાર પાંચ રીતે થાય છે.

૧ શ શબ્દની શરૂઆતમાં અથવા કોઇ વખતે મધ્યમાં આવે ત્યારે જેમકે, Xarope શરોપિ

૨ સ્સ જેમકે Proximo (પ્રૉસ્સીમુ)

૩ સ „ Sexto (સેસ્તુ)

૪ ક્સ „ Sexo (સેક્સુ); Complexo (કૉમ્પ્લેક્સુ)

૫ ઝ „ Exame (એઝામિ); Existir (એઝીસ્તીર્).

ઉપરના નિયમોમાં કાંઇ વિશેષપણું ન હોવાથી વિગત જણાવેલી નથી. પણ જ્યાં Ex આવેલ હોય ત્યાં તેના ઉચ્ચાર નીચે મુજબઃ—
સ્વર પહેલાં ex આવેલ હોય તો ઉચ્ચાર ઝ જેવો થાય છે. જેમકે Exemplo (એઝેમ્પ્લુ)
વ્યંજન પહેલાં ex આવેલ હોય તો ઉચ્ચાર શ્ જેવો થાય છે. જેમકે Expulso (ઇશ્પુલ્સુ).

Y "ઇપ્સીલોંગ" અથવા "ઇગ્રેગ" નો ઉચ્ચાર હ્રસ્વ અને દીર્ઘ "ઇ" ની પેઠે એ ઉચ્ચાર થાય છે. જે મહાવરાથી અને સાંભળવાથી આવડે.

Z "ઝેડ" નો ઉચ્ચાર "ઝ" અને "ઝ્ય" જેવા થાય છે. જેમકે, Zelo (ઝેલુ), Dizer (દીઝેર્) વિગેરે.

૩ આ સિવાય છ બેવડા વ્યંજન છે તેના નામ અને ઉચ્ચાર :— ch, lh, nh, ph, th અને rh આ ૭ માં પહેલાં ત્રણ ch, lh nh વિષે ઉપર જણાવી ચુક્યા છીએ. બાકીના Ph, Th અને Rh ની વિગતઃ-

| | | | | |
|---|---|---|---|---|
| Ph | નો ઉચ્ચાર | "ફ" | થાય છે જેમકે | Philosophia (ફીલોઝોફીય) |
| Th | „ „ | "ત" | „ „ | Theologia (તેઓલૉઝીય) |
| Rh | „ „ | "ર" | „ „ | Rheumatismo (રેઉમતીઝ્મુ) |

૪ આ ઉપરાંત અમુક અમુક નિશાનીઓ ઉચ્ચારને માટે યોજેલી આ ભાષામાં માલુમ પડે છે. જેવી કે ~ (તીલ) ç (સેદીલ) વિગેરે. તીલ હમેશાં સ્વર ઉપરજ આવે છે. જ્યારે કોઇપણ સ્વર ઉપર તીલ આવે ત્યારે તેનો ઉચ્ચાર અનુસ્વાર થાય છે; અને તેવા શબ્દની ઉપર એવું તીલ ન મુકાયેલ હોય ત્યારે તેનો ઉચ્ચાર જુદોજ થાય છે. જેમકે,

Não નાંઉ નહીં Not; અને Nao નાવ વહાણુ Ship
Mão માંઉ હાથ Hand; અને Máo માઉ ખરાબ Bad

૫ ઉચ્ચાર સંબંધી બને તેટલી સુચના આપી છે પરંતુ પરભાષાના બરાબર ઉચ્ચાર કાંઇ શીખ્યેથી કે વાંચ્યેથી આવડી શકે નહિ. તે તો ફક્ત ભાષાના અનુભવીઓ સાથે વાતચીત કરવાથી, બોલવાથી અને મહાવરાથી આવડી શકે. અંગ્રેજમાં M. A. થએલા તેમજ ગ્રેજ્યુએટો પણ ઉચ્ચાર કરવામાં ભુલ કરે છે. તેવી રીતે પોરતુગીઝ ભાષા તથા સઘળી ભાષામાં હોઈ શકે. ક્યા શબ્દનો ઉચ્ચાર કેમ કરવો તે મહાવરાથીજ આવડી શકે. આ બાબતમાં બનેલો એક રમુજી દાખલો અમારી વિદ્યાર્થી અવસ્થામાં એક વિદ્વાન્ ગ્રેજ્યુએટ માસ્તરે કહેલ તે ખરેખર યાદ રાખવા જેવો છે.

તે માસ્તર એક વખતે એક અંગ્રેજ ઉચ્ચા અધિકારીના સેક્રેટરીનું કામ કરતા. ત્યારે તે સાહેબે પોલીસને બોલાવવા તેમને કહ્યું અને અંગ્રેજીમાં બોલ્યા કે ( call the police કૉલ ધ પ્લીસ ) આથી માસ્તર સાહેબ સમજ્યા નહિ અને Beg your parden કહી ફરીથી પૂછ્યું તો તેજ જવાબ મળ્યો. આમ ત્રીજી વખત થયું એટલે સાહેબ ચીડાયા અને તેના Boy (હલકા નોકરને) તેજ શબ્દો કહ્યા. તે બૉય સમજ્યો અને સીપાઇના તંબુમાંથી તેને તેડી લાવ્યો. ત્યારે માસ્તરને અજાયબી લાગી કે આ તે પ્લીસ કે પોલીસ ? આમ દરેક ભાષામાં હોય. હીંદુસ્તાનીમાં પણ બોલતી વખત તેમ બને છે પણ તે દાખલા આપવાનું આ સ્થળ નથી.

આથી સમજવાનું એટલુંજ કે ઉચ્ચાર માટે ગમે તેટલા ચોકસ્સ હોઇએ પણ લખાણમાં પરભાષાના ઉચ્ચાર રીતસર લખવા તે ઘણુંજ કઠણ કામ છે. જે બાબત અનુભવીઓજ જાણી શકે. આ સંબંધી આ પુસ્તકની પ્રસ્તાવના

પછીનો વિષય વાંચવાથી ખબર પડશે.

૬ અક્ષરોના ઉચ્ચાર કેવી રીતે કરવા તે સંબંધી ઉપર લખાઇ ગયા બાદ હવે જરૂર જેટલી જે સૂચના આપવાની છે તે સંબંધીઃ—

પોરતુગીઝમાં જે જે શબ્દ બોલાય તે કઇ જાતીના છે તથા તેને જે જે પ્રત્યય (artigos) લાગે ત્યારે તેના જે રૂપથી લગાડાય છે. તેથી પણ જાતી માલુમ પડે છે. તો નીચેની બીના ઉપર ધ્યાન રાખવાથી ઉપયોગી બાબત સમજાશે.

આથી પ્રથમ પ્રત્યયો (artigos) તથા ભાષામાં ચાલતા મુખ્ય મુખ્ય શબ્દો મોઢે કરેલા હોય તો ભાષા જાણવાને અને તેમાં આગળ વધવાને કાંઇક વધારે આનંદ આવે છે આ રીત હાલના વિદ્વાનોની ગ્રહણ કરેલી હોવાથી તે અત્રે પસંદ કરેલી છે. ઉચ્ચાર ગુજરાતીમાં આપેલા હોવાથી વાંચવામાં સુગમતા આપશે.

૭ ઉચ્ચારમાં મદદ કરે એવી બે સંજ્ઞા અંગ્રેજી અક્ષરોમાં અત્રે શરૂઆતમાં રાખેલી છે. જેમાંની એક શબ્દ ઉપર ભાર કયાં દેવો તેને માટે વાપરેલ છે જેનું નામ (') "એકયુટ" છે. અને બીજી શબ્દમાં ઉચ્ચાર વખતે અક્ષર જુદા કયાં પાડવા તે માટે વાપરેલ છે જે નામનું ^ "સરકમફ્લેકસ" છે. વિશેષ હકીકત "**ઉચ્ચાર સંબંધી સૂચના**" વાંચવાથી જણાશે.

જે શબ્દ ઉપર જ્યાં ભાર મુકીને બોલવાનું હોય તે અક્ષર ઉપર ' આવી એક્યુટની નીશાની કરેલ છે. જેથી કરીને તેને મળતો બીજો શબ્દ હોય તે કરતાં પહેલાનો ઉચ્ચાર અને અર્થ જુદો થાય છે. જેમકેઃ—

**Esta** (એસ્ત) આ This; અને **Está** (ઇસ્તા) છે It is
**Da** (દ) નું Of the; „ **Dá** (દા) આપે છે Gives
ત્રીજો પુરૂષ એકવચન "દા"નું

સરકમફ્લેકસનો ઉપયોગ બે જગ્યાએ થાય છે ( ^ ).

૧ બે સ્વર સાથે આવ્યા હોય અને તેનો ઉચ્ચાર એક સાથે નહીં કરતાં જુદો કરવો હોય ત્યારે. જેમકે, **Sôa** (સોઅ). ઉડી જાય છે flies away, **Soar** નું રૂપ છે.

૨ બે સ્વર જોડાયેલા હોય અને તેનો ઉચ્ચાર લંબાણુપૂર્વક કરવો હોય ત્યારે. જેમકે, Olho (ઓ (જેમ વચ્ચે ઇ બોલાય તેમ લંબાવવો ઓ-ઇ-લ્ય).

આ ઉપરાંત ટીલ ~ અને સેદીલ ç બાબત પાના ૩જાએ અને ૯ઠાએ લખાઇ ગયેલ છે.

૮ અક્ષરોના ઉચ્ચાર કેવી રીતે કરવા તથા શબ્દો બોલવામાં કેવી રીતે દરેક શબ્દનો ઉચ્ચાર કરવો તે બતાવ્યા બાદ કેટલાક ટુંકા વાકયો—અજમાયેશ તરીકે—અને બોલવામાં દાખલા રૂપે માર્ગદર્શક થઇ પડે એટલા માટે આપવામાં આવે છે. તે ઉપર બરાબર ધ્યાન આપવાથી સમજી શકાશે. ગુજરાતિ ઉચ્ચારમાં ˘ આવું ચિન્હ જ્યાં હોય ત્યાં પહોળો ઉચ્ચાર કરવો.

| | | | |
|---|---|---|---|
| Faça isto | (ફાસ ઇસ્તુ) | આ કર | Do this |
| Pergunte | (પરગું'તિ) | પૂછ | Ask |
| Traga | (ત્રા'ગ) | લાવ | Bring |
| Venha cá | (વેં'ન્ય કા) | અહીં આવ | Come here |
| Não faça isto | (નાંઉ ફા'સ ઇ'સ્તુ) | આ કર નહીં | Don't do this |
| Entregue isto | (એંન્ત્રૅગિ ઇ'સ્તુ) | આ સોંપજો | Deliver this |
| Vá buscar me | (વ્હા' બુસ્કા'ર્ મી) | લઇ આવ | Fetch me |
| Dê-me | (દે-મી) | મને આપો | Give me |
| Va' se-embora | (વ્હા' સી-એંબોર) | ચાલ્યો જા | Go away |
| Va' vêr | (વ્હા' વ્વેર્) | જોઇ આવ | Go and see |
| Pegue no cavallo | (પૅગિ નુ કવ્હાલુ) | ઘોડો પકડ | Hold the horse |
| Bata a' porta | (બા'ત આ' પૉર્ત) | બારણું ખખડાવ | Knock at the door |
| Abra a porta | (આ'બ્ર અ પૉર્ત) | બારણું ઉઘાડ | Open the door |
| Empreste-me | (ઍમ્પ્રૅસ્તિ-મી) | મને ઉછીનું આપ | Lend me |
| Largue | (લા'ર્ગિ) | જવા દે | Let go |
| Olhe | (ઑ'લ્યિ) | જો | Look here |
| De pressa | (દ પ્રૅ'સ્સ) | ઉતાવળ કર | Make haste |

| | | | |
|---|---|---|---|
| Não assim | ( નાંઉ અસીં' ) | એમ નહીં | Not so |
| Faça favôr | (ફા'સ ફવો'ર્ ) | મહેરબાની કર | Please |
| Toque | (તૉ'કિ) | વગાડ | Ring |
| Espere | (ઇશ્પૅ'રિ) | ઉભો રહે | Stop |
| Espere aqui | (ઇશ્પૅ'રિ અકી') | અહીં રાહ જો | Wait here |
| Quero | (કૅરૂ) | જોઇએ છીએ | I want |
| Não quero | (નાંઉ કૅરૂ) | મારે નથી જોઇતું | I don't want |
| Bom, Boa | (બોઁ, બોઅ) | સારૂં | Good |
| Mao, ma' | (મા'ઉં', મા') | ખરાબ | Bad |
| Grande | (ગ્રાં'દિ) | મોટું | Great |
| Pequeno | (પિકૅનુ) | નાનું | S.nall, Littlo |
| Sim | (સીં) | હા | Yes |
| Não | (નાંઉ) | ના | No |
| Dinheiro | (દિઞ્યે'રૂ) | પૈસા | Money |
| Caro | (કા'રૂ) | મોંઘું | Dear |
| +Barato | (બરા'તુ) | સોંઘું | Cheap |
| Bons dias | (બોંઝ્ દી'અઝ્) | દીવસની સલામ | Good–day |
| Boas noites | (બોઅઝ્ નોઇતિઝ્) | રાતની સલામ | Good-night |
| Minha senhora | (મીઞ્ય સીંયો'ર) | મારી સ્રી | My lady |

Volte á dereita (વૉલ્તિ આ' દિરે'ત) જમણી તરફ વળો Turn to the right

Volte á esquerda (વૉલ્તિ આ' ઇશ્કે'ર્દ) ડાબી તરફ વળો Turn to the left

Quanto custa isto ? (ક્વ'ન્તુ કુ'સ્ત ઇ'સ્તુ) આની કીંમત શું ? How much costs this ?

Diga lhe que venha (દી'ગલ્ય કે વૅ'ઞ્ય) તેને આવવાનું કહે Tell him to come

---

+ Barato નો ઉચ્ચાર બ અને બાની વચ્ચેનો કરવો.

Falla o Sr. portuguez ? (ફાલ ઉ સીંયોર્ પોર્તુગે'ઝ્) ? તમે પોરતુગીઝ બોલો છો ? Do you speak Portuguese ?

Um pauco (ઊં પો'કુ) જરા A little

Mas muito pouco (મઝ મું'ઇતુ પો'કુ) પણ ઘણું થોડું But very little

Comprehende ? (કોંમ્પ્રે'યે'ંદિ) ? સમજો છો ? Understand ?

Entre (ઍં'ત્રિ) અંદર આવ Come in

Suba (સુ'બ) ચાલવા માંડ Walk up

Assente se (આસે'ંન્તિ સિ=આ'સે'ંત્સિ) બેસી જા Sit -down

Vae elle ? (વ્વા'ઇ એ'લિ ?) તે જાય છે ? Goes he ?

Meu filho (મેઉ ફિ'લ્યુ) મારો છોકરો My son

Sinhor, Sr. * (સીંયોર્) સાહેબ, તમે Sir

Meia-noite (મેય-નો'ઇતિ) મધરાત Mid-night

E' barato (ઍ બરાતુ) તે સોંઘું છે It is cheap

Elle é cego (એલિ ઍ સે'ગુ) તે આંધળો છે He is blind

Elle não vê me (એલિ નાંઉ વ્વે' મી) તે મને જોતો નથી He does not see me

Vae o Sr. copiar isso ? (વ્વા'ઇ ઉ સીંયો'ર્ કોપીઆ'ર ઇ'સ્સુ) તમે આની નકલ કાઢશો ? Are you going to copy this ?

Se o Sr. falla devagar (સિઉ સીંયો'ર્ ફા'લ દવ્વગાર્) જો તમે ધીમે બોલો તો If you speak slowly.

O Sr. falla muito depressa (ઉ સીંયો'ર્ ફા'લ મું'ઇતુ દપ્રે'સ્સ) તમે ઘણું ઉતાવળું બોલો છો You speak very fast

O que diz o Sr. ? (ઉ કે દીઝ્ ઉ સિંયોર્) ? તમે શું કહો છો ? What do you say ?

---

* Sinhor—આખો શબ્દ લખવાને બદલે Sr. લખવાની રૂઢી છે. Sinhor ( નર ) અને Sinhora ( નારી ) એ એના ઉચ્ચારમાં ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

Elle não pode ler uma palavra (એલિ નાંઉ પૉદ લેર ઉમ પાલા'વ્ર) તે એક શબ્દ પણ વાંચી શકતો નથી He cannot read one word.

Eu não sabia isso (એઉ નાંઉ સાબી'ય ઇ'સ્સુ) હું એ વિષે જાણતો નહોતો I did not know of that

Que horas são? (કી ઑ'રશ્ સાંઉ?) કેટલો વખત થયો? What time is it?

Mande buscar os homens (માંદિ બુસ્કા'ર્ ઉઝ્ ઑ'મિંઝ્) માણસોને તેડવા મોકલો Send for the men.

૯ દરેક શબ્દમાં અક્ષરના કેમ ઉચ્ચાર કરવા તે ઉપરના ઉદાહરણોથી વાંચનાર જોઇ શકશે. ઉચ્ચાર સંબંધી જેટલું વધારે લખીએ તે થોડું છે. કારણ કે લંબાણ હોવાથી શરૂઆતના વાંચનારને કંટાળો આવે, અને હુશીઆર શીખનારને તો ઘણા રસ્તા મળી શકે. વળી ઉચ્ચાર સંબંધી એક પ્રખ્યાત અંગ્રેજ લેખક કહે છે કેઃ—

It is only possible to acquire the exact pronunciation by hearing it constantly, many of the sounds being very soft and indistinct:—એટલે "બરાબર ઉચ્ચારો તો વારંવાર સાંભળવાથી શીખી શકાય છે કારણ કે ઘણા ખરા ઉચ્ચારો તો ઘણા મંદ અને અસ્પષ્ટ બોલાય છે." તેથી જણાયું હશે જે ખરેખરા ઉચ્ચાર તો બીજાને બોલતાં સાંભળવાથીજ જાણી શકાય છે.

ઉચ્ચાર સંબંધી ઉપર પ્રમાણે જણાવ્યા બાદ હવે વાક્ય કેમ જોડવાં તથા કેમ બોલવું તે માટે વ્યાકરણના કેટલાક ઉપયોગી નિયમોનું વર્ણન આપવું યોગ્ય ગણાશે.

ઘણા પુસ્તકોનું અવલોકન કરી ઘણીજ સાદી રીત આમાં ટુંકાણથી બતાવી છે વ્યાકરણ સંબંધી ઘણું લખી શકાય, અને એક પુસ્તક ભરી શકાય; પણ અહીં તો ઉપયોગી વાતને ધ્યાનમાં લેવાનું અને ટુંકાણમાં સમજાવવાનું તેમજ વાંચનારને થોડા વખતમાં બહુ જણાવવાનું હોવાથી આ

રીત સર્વે સામાન્ય થઈ પડવા સંભવ છે.

**પ્રત્યયો. Os Artigos (આર્તીગુશ).**

**૧૦** પ્રત્યય એટલે જેનાવડે નામની જાતિ (નરજાતિ, નારીજાતિ કે નાન્મતરજાતિ) અને વચન (એકવચન કે બહુવચન) જણાવાય છે તે. પ્રત્યય નામની પહેલાં આવે છે; જેથી તે કઇ જાતિનું છે અને કયા વચનનું છે તેની ખાત્રી થાય છે જેમકે Uma mulher (ઊ'મ મુલ્યે'ર્); એક સ્ત્રી; Umas uvas (ઊ'મઝ્ ઊ'વશ્) કેટલીક ધરાખો; O homem (ઉ ઑ'મિં) તે માણસ; Uns cavallos (ઊંશ્ કવ્હા'લુશ્) કેટલાક ઘોડાઓ; Um homem (ઊં ઑ'મિં) એક માણસ વિગેરે.

**૧૧** જેમ અંગ્રેજીમાં પ્રત્યય બે છે. A અને The તેમ પોરતુગીઝમાં પણ બે પ્રત્યય છે. Um ઊં અને O ઉ. આમાં (A અથવા) Um Indefinite article (અનિશ્ચયાર્થ પ્રત્યય) કહેવાય છે અને (The અથવા) O Definite article (નિશ્ચયાર્થ પ્રત્યય) કહેવાય છે.

અનિશ્ચયાર્થ પ્રત્યય એટલે અમુક એક એમ બતાવવાને માટે નામની પૂર્વે લગાડાય છે તે. જેમ Um livro એક ચોપડી (ઊં લીવ્રુ). અને નિશ્ચયાર્થ પ્રત્યય એટલે ચોક્કસ ફલાણું તે, એમ બતાવવાને માટે નામની પૂર્વે લગાડાય છે તે. જેમકે, O homem (ઉ ઑ'મિં) તે માણસ.

**૧૨** જે શબ્દની પૂર્વે પ્રત્યય મૂકવામાં આવ્યો હોય, તે શબ્દની જાતિ અને વચન મુજબજ તે પ્રત્યયની જાતિ અને વચન મૂકાય છે. એટલે એકવચનના નામ પૂર્વે એકવચનનો પ્રત્યય, અને બહુવચનના નામ પૂર્વે બહુવચનનો પ્રત્યય; નરજાતિના નામ પૂર્વે નરજાતિનો પ્રત્યય અને નારીજાતિના નામ પૂર્વે નારીજાતિનો પ્રત્યય આવે છે; આ પ્રત્યયોની નરજાતિ અને નારીજાતિ તેમજ એકવચન અને બહુવચન નીચે મુજબ:—

| **અનિશ્ચયાર્થ પ્રત્યય.** | | **નિશ્ચયાર્થ પ્રત્યય.** | |
|---|---|---|---|
| એકવચન | બહુવચન | એકવચન | બહુવચન. |
| અર્થ એક (A, An) | અર્થ કેટલાક (Some) | અર્થ તે (The) | અર્થ તે |

નરજાતિ Um (ઊ') Uns (ઊ'શ્) O (ઉ) Os (ઉશ્)
નારીજાતિ Uma (ઊ'મ) Umas (ઊ'મશ્) A (અ) As (અશ્)

જેમકે O cavallo (ઉ કવ્હા'લુ) તે ઘોડો; The horse Os cavallaos (ઉશ્ કવ્હા'લ્લુશ્) તે ઘોડાઓ The horses; A rua (અ રૂ'અ) તે શેરી The street; As ruas (અશ્ રૂ'અશ્) પેલી શેરીઓ The streets વિગેરે. આ નિશ્ચયાર્થના દાખલા છે. અનિશ્ચયાર્થના દાખલા કલમ ૧૦ મીમાં આપ્યા છે તે જોવા.

૧૩ જ્યારે a કે o શબ્દયોગી પ્રત્યય de ની સાથે જોડાય ત્યારે તેનો અર્થ નો, ની, નું, ના અથવા માંથી થાય છે. જેને અંગ્રેજીમાં Of the અથવા From the કહે છે. જેમકે:—

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ | do (દુ) | dos (દુશ્) |
| નારીજાતિ | da (દ) | das (દશ્) |

આ સાથે નીચેના શબ્દો (પ્રત્યયો) યાદ રાખવા આવશ્યક હોવાથી અત્રે આપીએ છીએ.

| | એકવચન. | બહુવચન. | |
|---|---|---|---|
| નરજાતિ | no (નુ) | nos (નુશ્) | માં, in the; |
| નારીજાતિ | na (ન) | nas (નશ્) | ,, ,, ,, |
| નરજાતિ | ao (આઉ) | aos (આઉશ્) | તરફ, to the; |
| નારીજાતિ | a' (આ') | a's (આ'શ્) | ,, ,, ,, |

દાખલા. (નરજાતિના)

| એકવચન. | બહુવચન. |
|---|---|
| Do homem (દુ ઑ'મિં) તે માણસનો | *Dos homens (દુઝ્ ઑ'મિંશ્) તે માણસોના. |
| No quarto (નુ ક્વા'ર્તુ) તે ઓરડામાં | Nos quartos (નુશ્ ક્વા'ર્તુશ્) તે ઓરડાઓમાં |

* સાધન પાને ૧૮મે જુઓ.

Ao quarto (આ'ઉ ક્વા'ર્તુ) તે ઓરડા તરફ Aos quartos (આઉશ્ ક્વાર્તુ શ્) પેલા ઓરડાઓ તરફ

નારીજાતિના દાખલા.

Da mulher (દ મુલ્યે'ર્) તે સ્ત્રીનું Das mulheres (દશ્ મુલ્યૅરીશ્) પેલી સ્ત્રીઓનું

Na cosinha (ન કુઝી'ન્ય) તે રસોડામાં Nas cosinhas (નશ્ કુઝી'ન્યશ્) પેલા રસોડાઓમાં

A' cosinha (આ' કુઝીન્ય) તે રસોડા તરફ A's cosinhas (આશ્ કુઝી'ન્યશ્) પેલા રસોડાઓ તરફ.

ઉપરના બધા દાખલા નિશ્ચયાર્થના આપ્યા. હવે થોડાક દાખલા અનિશ્ચયાર્થના આપીશું.

| એકવચન. | | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ | Um livro (ઊં' લી'વ્રુ) એક ચોપડી | Uns livros (ઊં'શ્ લી'વ્રુશ્) કેટલીક ચોપડીઓ |
| નારીજાતિ | Uma casa * (ઊ'મ કા'ઝ) એક ઘર | Umas casas (ઊ'મશ્ કા'ઝશ્) કેટલાંક ઘરો |

* નોંધ—જ્યારે s ની પછી કોઇ સ્વર અથવા h આવેલ હોય ત્યારે તેનો ઉચ્ચાર ઝ્ થાય છે.

૧૪ આટલું જાણ્યા બાદ વિશેષમાં જાણવાનું જે જ્યાં સર્વનામ અથવા સર્વનામવાચક શબ્દો આવે ત્યાં ઉપરના કોઈ પ્રત્યયો નામની પૂર્વે લગાડવામાં આવતા નથી. તેમજ ખાસ મહેનત લઇ નીચે જે શબ્દોની તારવણી આપી છે તેમાં જે પ્રત્યયો લગાડવામાં આવ્યા છે તે ઉપર ધ્યાન આપવાથી અને મોઢે કરવાથી બહુ ઉપયોગી થઈ પડવા સંભવ છે.

*આમાં ઉસ્ નો ઉચ્ચાર શ્ નહીં થતાં સ્ થવાનું કારણ કે તેની પછી Seus આવેલ હોવાથી સ્ ઉચ્ચાર થયેલ છે.

| | એકવચન Singular | બહુવચન Plural |
|---|---|---|
| નરજાતિ | O meu (ઉ મે'ઉ) મારૂં My, mine | Os meus (ઉશ્ મેઉશ્) |
| નારીજાતિ | A minha (અ મીન્ય) „ „ | As minhas (અશ્ મીન્યશ્) |
| નરજાતિ | O seu (ઉ સે'ઉ) ત્હારૂં, તમારૂં, તેનું Your, his, her, its, their | Os seus *(ઉસ્ સેઉશ્) |
| નારીજાતિ | A sua (અ સૂઅ) „ „ „ | As suas (અસ્ સૂઅશ્) |
| નરજાતિ | O nosso (ઉ નૉ'સ્સુ) અમારૂં, Our; ours | Os nossos (ઉશ્ નૉસ્સુશ) |
| નારીજાતિ | A nossa (અ નૉ'સ્સ) „ | As nossas (અશ્ નૉસ્સશ્) |
| નરજાતિ | O vosso (ઉ વૉસ્સુ) તમારૂં, Your, Yours, | Os vossos (ઉશ્ વૉસ્સુશ્) |
| નારીજાતિ | A vossa (અવૉ'સ્સ) „ | As vossas (અશ્ વૉસ્સશ્) |
| નરજાતિ | Este (એ'સ્તિ) આ This; Those | Estes (એ'સ્તિશ્) |
| નારીજાતિ | Esta (ઍસ્ત) „ „ „ | Estas (ઍસ્તશ્) |
| નરજાતિ | Esse (એ'સ્સિ) તે That; Those | Esses (એ'સ્સિશ્) |
| નારીજાતિ | Essa (ઍસ્સ) „ „ „ | Essas (ઍસ્સશ્) |
| નરજાતિ | Aquelle (આકે'લ્લિ) „ „ દૂર બતાવનાર | Aquelles (આકે'લ્લિશ્) |
| નારીજાતિ | Aquella (આ'કૅલ્લ) „ „ | Aquellas (આકૅલ્લશ્) |
| | Qual? (ક્વાલ્) કયું? Which? | Quaes (ક્વાઇશ્) |
| | Que? (કે) „ What? | બહુવચનમાં તેજ રૂપ વપરાય છે |
| નરજાતિ | Pelo (પે'લુ) વડે, થી પાસે By the, | Pelos (પેલુશ્) |
| નારીજાતિ | Pela (પે'લ) „ „ „ „ | Pelas (પે'લશ્) |
| નરજાતિ | N'este (ને'સ્તિ) આમાં in this (or those) | N'estes (ને'સ્તિશ્) |
| નારીજાતિ | N'esta (નૅસ્ત) „ „ | N'estas (નૅસ્તશ્) |
| નરજાતિ | N'esse (ને'સ્સિ) તેમાં, in that (those) | N'esses (ને'સ્સિશ્) |

નારીજાતિ N'essa (નેસ્સ) „ „ N'essas (નેસ્સસ)
નરજાતિ N'aquelle (નાકે'લ્લિ) „ N'aquelles (નાકે'લ્લિસ)
નારીજાતિ N'aquella (નાકે'લ્લ) „ N'aquellas (નાકે'લ્લસ)

આગળ આપેલા પાઠોમાં પાઠ રૂજે જુઓ. ઉપરના શબ્દોનો ઉપયોગ તેમાં કરેલો હોવાથી વધારે સમજણ પડી શકશે કારણ કે હાલ તો જાતિ અને વચન વિષેની વિગત અને અનુકૂળ થવા સંભવ છે.

ઉપર પ્રમાણે જોડણી અને જરૂરના રૂપો યાદ રાખ્યા પછી વ્યાકરણના અંગો જેવાં કે નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ અને અવ્યય વિગેરેની હકીકત સ્થાને થઇ પડે તેમ છે; કારણ કે તેથી વાક્ય કેમ બનાવવા અને બનાવેલા વાક્યો વ્યાકરણની પદ્ધતિસર કેમ વાંચવા તેની યથાયોગ્ય સમજણ પડી શકે.

નામ (Nomes) નૉમિ'શ

૧૫ નામ બે પ્રકારના છે. વિશેષ્યનામ અને સામાન્યનામ
વિશેષ્ય નામ એટલે મુખ્યત્વે મનુષ્યના નામ અને દેશ, પર્વત, નદી વિગેરેના નામો. જેમકે Manoel મનવેલ, Alpes આ'લ્પિસ, Euro યુરો વિગેરે
વિશેષ્યનામ શિવાયના નામ તે બધાં સામાન્યનામ લેખવા.

૧૬ દરેક નામને જાતિ, વચન અને વિભક્તિ હોય છે. તેથી જે નામ જાણ્વ્યું હોય તે કઇ જાતિનું છે તે માટે નીચેના નિયમો ધ્યાનમાં રાખવા.
પોરતુગીઝ ભાષામાં નરજાતિ અને નારીજાતિ એમ બે જાતિ છે. (નાન્યતરજાતિની ગણત્રીનો નારીજાતિમાંજ સમાવેશ કરવામાં આવે છે.)

૧૬ A નીચેના નામો નરજાતિનાં જાણવા.

૧ પુરૂષના નામ અને તેના ધંધા; જેમકે, Um actor (આતો'રૂ) નાટકકાર; Um carpinteiro (ઉં કાર્પિંતે'ઇ) સુતાર; O caixeiro (ઉ કાઇશ્યેર) કલાર્ક વિગેરે.

૨ પર્વતો, નદીઓ અને પવનના નામો, તથા જેને છેડે a ન આવ્યો હોય તેવા દેશ, નગર અને શહેરના નામો; જેમકે, Os Alpes (ઉઝ્ આ'લ્પીશ્) આલ્પસ; O Caucaso (ઉ કા'ઉકસુ) કૉકેસસ, O Rio Amazonas (ઉરી'યુ આમાઝોનસ) આમાઝોન નદી: O vento (ઉ વ્વેન્તુ) પવન વિગેરે,

૩ જે નામને છેડે e, i, o અને u આવ્યા હોય તેમાંના ઘણા ખરા નામ; જેમકે, eclipse (ઇક્લી'પ્સિ) ગ્રહણ; Oeste (ઑએ'સ્તિ) પશ્ચિમ દીશા; Leite (લે'ઇતિ) દુધ; Rei (રે'ઇ) રાજા; filho (ફી'લ્યુ) દીકરો; ceo (સૅ'ઉ) સ્વર્ગ, Perú (પેરૂ') તર્કી જાતનું પક્ષી.

પરંતુ આ નિયમના અપવાદ તરીકે "સદ્‌ગુણ અને દુર્ગુણ દર્શક નામો" તથા નીચેના e. i. o અને u છેડાવાળાં નામો નારીજાતિના છે.

Fonte (ફૉ'ન્તિ) ફુવારો; Chave (શા'વ્વિ) કુંચી; lei (લેઇ) કાયદો; tribu (ત્રી'બુ) જાત; Jente (જૅન્તિ) લોક; Mão (માંઉ) હાથ; bondade (બૉંદા'દિ) ભલાઇ વિગેરે.

૪ વ્યંજનાંત (વ્યંજન જેને છેડે આવેલ હોય તેવાં) નામો ઘણા-ખરા નરજાતિનાજ હોય છે જેમકે A actriz (અ આત્રી'ઝ્) નાટકકાર; O papel (ઉ પપૅ'લ્) કાગળ વિગેરે.

મુખ્ય રૂલ–O છેડાવાળા નામો મુખ્યત્વે નરજાતિનાજ હોય છે.

૧૬ B નારીજાતિના નામોઃ—

૧ સ્ત્રીઓ અને સ્ત્રીઓના ધંધાઓ; જેમકે A mulher (અ મુલ્યૅર્) સ્ત્રી; A colher (અ કુલ્યૅર્) વિગેરે.

૨ ઝાડ અને તેના ફળોમાંના ઘણા ખરાના નામો; જેમકે Maçã (માસાં') બોર; A raiz (અ રરા'ઇઝ્) મૂળીઉં.

૩ a, ã, અથવા ão છેડાવાળા નામો; જેમકે, Casa (કાઝ) ઘર, Maçã (માસાં') બોર, Mão (માં'ઉ) હાથ.

પરંતુ અપવાદ તરીકે નીચેના નામો નરજાતિના છે.

Planeta (પ્લાને'ત) ગ્રહ; Pão (પાં'ઉ) રોટલી; Anão (આનાં'ઉ) ઠીંગણું વિગેરે.

આ સિવાય કેટલાંક નામો એવાં છે કે તેના અર્થ પ્રમાણે નરજાતિના અથવા નારીજાતિના બને છે જેમકે;

| | નરજાતિ | | નારીજાતિ | |
|---|---|---|---|---|
| દેવ-દેવી | Deus | (દે'ઉશ્) | Deusa | (દે'ઉઝ) |
| સિંહ-સિંહણ | Leão | (લેયાં'ઉ) | Leôa | (લેઓ'અ) |
| ગામડીઓ પુરૂષ-સ્ત્રી | Villão | (વિલાં'ઉ) | Villôa | (વિલો'અ) |
| બચ્ચું નરજાતિ-નારીજાતિ | Infante | (ઈંફાં'તિ) | Infanta | (ઇંફાં'ત) |

આવા ઘણા નામો છે. તેના ઉદાહરણ તરીકે આ આપ્યા છે.

૧૭ તેમજ નરજાતિ અને નારીજાતિ એ બંનેમાં એકજ રૂપ વપરાય એવું નામ avo છે જે avô (આવ્વો') હોય ત્યારે મોટા બાપો અર્થ થાય છે અને avó (આવ્વૉ') હોય ત્યારે મોટી મા અર્થ થાય છે.

૧૮ જાતિની સમજણ સારી રીતે પડે તેને માટે નીચેના પાઠ વાંચવાથી સમજી શકાશે. ઉપલા નિયમો મુજબ શબ્દોની નરજાતિ નારીજાતિ સમજી લેવી. અપવાદ હશે તે જણાવવામાં આવશે.

## પાઠ ૧ લો Primeira Licção (પ્રીમેઇર લીસાંઉ)

| | |
|---|---|
| Aqui (અકી') અહીં Here | Dinheiro (દીંયેર) પૈસા Money |
| Alli (અલી) ત્યાં There | Senhora (સીંયોરા) સ્ત્રી Lady |
| Onde (ઑન્દિ) ક્યાં Where | Rua (રૂ'અ) શેરી Street |
| Esta' (ઇસ્તા) છે Is | Carta (કાર્તે) કાગળ Letter |
| Trem (ત્રે') ઘોડાગાડી Carriage | Carteiro (કાર્તેઇરુ) ટપાલવાળો Postman |
| Troco (ત્રોકુ) પરચુરણ Change | Livro (લીવ્રુ) ચોપડી Book |

Recebo (રેસીબુ) રસીદ Receipt Quarto (ક્વાર્તુ) ઓરડો Room
ર અને રે વચ્ચેનો મધ્યમ ઉચ્ચાર

O recibo (ઉ રેસીબુ) તે રસીદ
A rua (અ રૂઅ) તે શેરી
A senhora (અ સીન્યૉર) તે બાઇ
O carteiro (ઉ કાર્તેઇરૂ) તે ટપાલવાળો
Onde está ? (ઓ'ન્દિ ઇસ્તા) ? ક્યાં છે?
Aqui esta' a nossa carta (અકી ઇસ્તા અ નૉસ્સ કાર્તે) અમારો કાગળ આ રહ્યો.
Alli esta' a nossa rua (અલિ ઇસ્તા અ નૉસ્સ રૂઅ) અમારી શેરી ત્યાં છે.
Alli esta' o nosso trem (અલિ ઇસ્તા ઉ નૉસ્સુ ત્ર્યેં) અમારી ગાડી ત્યાં છે.
Ondo esta' o recibo ? (ઓન્દિ ઇસ્તા ઉ રેસીબુ) રસીદ ક્યાં છે?
Aqui esta' o recibo (અકી ઇસ્તા ઉ રેસીબુ) રસીદ આ રહી.
Onde esta' o dinheiro (ઓન્દિ ઇસ્તા ઉ દીન્યેરૂ) પૈસા ક્યાં છે?
Esta' o troco do dinheiro ( ઇસ્તા ઉ ત્રોકુ દુ દીંયેરૂ ) પૈસાનું પરચુરણ છે.

પાઠ ૨ જો Segunda Licção (સેગુન્દ લીસ્સાંઉ)

**૧૯ જાતિ પ્રત્યયથી પણ દેખાડાય છે તેના દાખલા નીચે મુજબ:—**

A sede (અ સૅ'દિ) તરસ Thirst
O somno (ઉ સોનુ) ઊંઘ Sleep
A agua (અ આગ્વ) પાણી Water

---

**ખાસ નોંધ**—નાના પાઠોમાં શબ્દોનું નામ અંગ્રેજી મથાળે આપેલ હોવાથી વાક્યમાં આપેલ નથી.

*Nem......nem (નેં-નેં) કાંઇ નહીં Neither......nor
O pão (઼ પાંઉ) રોટલી Bread
A penna (અ પેં'ન) કલમ Pen
A mãe (અ માંઇ) મા Mother
O pae (ઉ પાઇ) બાપ Father
O sal (ઉ સાલ્ઉ) મીઠું Salt
A fome (અ ફૉમિ) ભૂખ Hunger
A igréja (અ ઇગ્રેજ્ય) દેવલ Church
A casa (અ કાઝ) ઘર House
*A bagagem (અ બગાજિયં) લગેજનો સામાન Luggage
A chave (અ શા'વ્હિ) ચાવી Key
A estação (અ ઇસ્તિસાં'વ) સ્ટેશન Station
O bolso (ઉ બોલ્સુ) ખીસ્સું Pocket
Em (એં) અંદર In
Estava (ઇસ્તાવ્હ) હતો Was
Lá em cima (લા એં સીમ) ઉપલી સીડી Up stairs
Lá em baixo (લા એં બા'ઇશુ) નીચલી સીડી Down stairs
મારૂં, તારૂં વિગેરે માટે પાનું ૧૯મું જુઓ.

૨૦ આપણે જ્યાં "તમે" "આપ" એમ બોલીએ છીએ તેની બોલવાની પોરટુગીઝમાં ઘણી રીતો છે. પણ આ સ્થળે જણાવવાનું જે આ ચોપડીમાં "તમે" ને માટે O Sr અથવા " Vmcê " (Vossamercê ઉચ્ચાર

---

* Nem......nem આમાં જ્યાં ટપકાં છે ત્યાં કોઇનું નામ મુકવું. દાખલા તરીકે પાઠમાં જુઓ.

* આમાં Bagagem એ અપવાદ તરીકે નારીજાતિનો શબ્દ છે. નારીજાતિના શબ્દો a અક્ષરથી દર્શાવેલા છે.

વૉસ્સ મસેં) ત્રીજા પુરૂષ એકવચનને માટે; અને Vmcês (ઉચ્ચાર વૉસ્સ મસેંસ્) ત્રીજા પુરૂષ બહુવચનને માટે વાપરેલ છે.

નોંધ—પોતાના દરજ્જાથી હલકાને માટે Vossê (વોસ્સે) વપરાય
„ „ સરખા હોય તેને માટે O Sr. (ઉ સિંયૉર્) „
„ „ મોટા „ „ O Sr. અથવા Vmcê (વ્હૉસ્સ મસેં) વપરાયછે
„ „ ઘણાજ શ્રેષ્ઠ „ V. Exc (વ્હૉસ્સ ઍસ્સલૅંસિયૂ) વપરાય છે.

**મથાળે શબ્દોની ઉપર ચિન્હ (કેમ બોલવું તેની નિશાની) મુકાયેલ હોવાથી પાઠમાં ફરીથી મુકેલ નથી.**

O seu quarto (ઉ સેઉ ક્વાર્તુ) તેનો ઓરડો.
A sua carta (અ સુઅ કાર્ત) તેણીનો કાગળ.
Vmcê tem a penna (વ્હૉસ્સમસેં તેં અ પેન) તમારી પાસે કલમ છે.
Tenho o pão, a agua e o sal (તેઞ્યુ ઉ પાંઉ, અ આગ્વ ઇ ઉ સાલ્) મારી પાસે તે રોટલી, પાણી અને નિમક છે.
Na minha carta (ન મીઞ્ય કાર્ત) મારા કાગળમાં.
Ondo esta' a estaçaõ (ઓન્દિ ઇસ્તા અ ઇશ્તસાંવ)સ્ટેશન ક્યાં છે?
O meu sacco esta' la' em cima (ઉમેઉ સાકુ ઇસ્તા લા એં સીમ) મારો કોથળો મેડા ઉપર છે.
A sua bagagem esta' la' em baixo (અ સુઅ બગાજિયં ઇસ્તા લા એં બા'ઇશુ) તારો લગેજ સીડી નીચે છે.
Onde está o seu trem? (ઓન્દિ ઇસ્તા ઉ સેઉ ત્રૈં) તારી ગાડી ક્યાં છે?
O seu livro está no seu quarto (ઉ સેઉ લીવ્રુ ઇસ્તા નુ સેઉ ક્વાર્તુ) તેની ચોપડી તમારા ઓરડામાં છે.
O dinheiro esta' no meu bolso (ઉ દીંયેરૂ ઇસ્તા નુ મેઉ બોલ્સુ) મારા ખીસામાં પૈસા છે.

**Aqui esta'** o seu troco (અકી' ઇસ્તા ઉ સેઉ ત્રોકુ) તમારું પરચુરણ આ રહ્યું.

ઉપરના પાઠ ઉપરથી જાતિ માટે સારી રીતે સમજણ પડી ગઇ હશે. માટે હવે વચન વિષે બોલીએ.

**વચન** (Numero) નુ'મેરૂ.

**૨૧** વચન બે છે, એકવચન અને બહુવચન.
એકપણું બતાવે તે એકવચન જેમ, એક ચોપડી Um livro (ઉં લીવ્રુ) એકથી વધારે બતાવે તે બહુવચન જેમ, ચોપડીઓ Livros (લીવ્રુશ) બહુવચન નિચેના નિયમ મુજબ બનાવાય છે.

૧ બહુવચન બનાવવાનો સામાન્ય નિયમ એવો છે કે સ્વરાંત નામોને છેડે s ઉમેરાય છે જેમકે, **Boi** (બોઇ), **Bois** (બોઇશ) બળદો, **Dia** (દીયુ), **Dias** (દીયશ્) દિવસો, **Irmã**, (ઇર્માં), **Irmãs** (ઇર્માંશ્) બહેનો.

૨ વ્યંજન છેડાવાળા નામોને માટે નીચેના નિયમો ધ્યાનમાં રાખવાનાછે-

*a* જેને છેડે ar, er, ir, or તથા az, ez, iz, oz અને uz આવેલા હોય તેનું બહુવચન es શબ્દ લગાડવાથી બને છે, જેમકે, **Mar** (માર્), **Mares** (મા'રિશ્), દરીઆ; **Poder** (પુદે'ર્), **Poderes** (પુદે'રિશ્) સત્તા, **Dôr** ( દોર્ ), **Dôres** (દોરિશ્) દુઃખ; **Rapaz** (રપાઝ્), **Rapazes** (રપા'ઝિશ્) છોકરા, **Mez** (મેઝ્), **Mezes** (મેઝિશ્) મહિના, **Luz** (લુઝ્), **Luzes** (લુઝિશ્) દીવા, **Noz** (નૉઝ્), **Nozes** (નૉઝિશ્) ફળ, **Nariz** (નારીઝ્), **Narizes** (નારીઝીશ્) નાક વિગેરે.

*b* જેને છેડે al, ol અને ul આવેલા હોય ત્યારે તેમાંથી l કાઢી નાંખી અને es મુકવાથી બહુવચન બને છે; જેમકે, **Quintal** (કિંતાલ્), **Quintaes** (કિંતાઇશ્) ફળીઉં; **Alchol** (આલ્કૉલ્), **Alchoes** (આલ્કૉઇશ્) આલ્કોલ નામનો દારૂ; **Azul** (આઝૂલ્),

**Azues** (આઝૂઇશ) વાદળીઆ રંગ, પરંતુ **Mál** (માલ), નું **Males** (માલિશ) ખરાબ; અને **Consul** (કોંસુલ)નું **Consules** (કોંસુલિશ) રાજ્યનો એલચી વિગેરે થાય છે.

*c* જેને છેડે el અને il હોય તેનું eis કરવાથી બહુવચન બને છે; જેમકે, **Papel** (પપેલ), **Papeis** (પપેઇશ) કાગળો; **Fossil** (ફૉસિલ) **Fosseis** (ફૉસેઇશ) ખનીજ વસ્તુ.

*d* જે નામને છેડે il હોય તેમાંથી l કાઢી નાંખી s લગાડવાથી બહુવચન બને છે; જેમકે, **Civil** (સીવિલ), **Civis** (સિવિશ) સભ્ય.

*e* જે નામને છેડે m હોય તેમાંથી m કાઢી નાંખીને ns લગાડવાથી બહુવચન બને છે. જેમકે, **Homem**, (ઑમિ), **Homens** (ઑમિંશ) માણસો; **Som** (સૌં), **Sons** (સૌંશ) અવાજ.

*f* ão છેડાવાળા શબ્દો હોય તેનું બહુવચન ãos, ões, અથવા ães કરવાથી બનેછે; જેમકે, **Vão** (વ્હાંઉ), **Vãos** (વ્હાંઉશ), ખાલી; **Canção** (કાંસાંઉ), **Canções** (કાંસોંઇશ) ગાયન; **Cão** (કાંઉ); **Cães** (કાંઇશ) કુતરા વિગેરે.

ઉપર પ્રમાણે નિયમો બરાબર ધ્યાનમાં રાખવાથી સહેલાઇથી બહુવચન બનાવવાની ટેવ પડી જાય છે; જેથી ટુંકા અને થોડા નિયમોની વિગત સંક્ષેપમાં આપેલ છે.

૨૨ ઉપરનાં નિયમ બરાબર ધ્યાનમાં રહે એટલા વાસ્તે નીચેના પાઠ ઉપર ધ્યાન આપવું.

**પાઠ ૩જો** Terceira Licção (તેર્સેઇર લીસ્સાંઉ)

| **એકવચન** | **બહુવચન** | | | |
|---|---|---|---|---|
| **Dia** | **Dias** | (દીઆશ) | દિવસો | **Days** |
| **Signal** | **Signaes** | (સિગ્નાઇશ) | ઇશારા | **Signals** |
| **Pacote** | **Pacotes** | (પકૉતિશ) | પિંડલી | **Parcels** |

| | | | | |
|---|---|---|---|---|
| Qual | Quaes | (ક્વાઇશ્) | ક્યું ? | Which ? |
| Bahú | Bahús | (બાઊ'શ્) | પેટી | Trunks |
| Um | Uns | (ઊંશ્) | એક, કેટલાક | One, Somo |
| Opinião (ઓપિનિયાંઉ) | Opiniões | (ઓપીનીયોંઇશ્) | મત | Opinions |
| Plano | Planos | (પ્લાનુશ્) | યુક્તિઓ | Plans |
| Irmã | Irmãs | (ઇર્માંશ્) | બેનો | Sisters |
| Lugar | Lugares | (લુગારિશ્) | જગ્યાઓ | Places |
| Bilhete | Bilhetes | (બિલ્યે'તિશ્) | ટીકેટો | Tickets |
| Amigo | Amigos | (આમીગુશ્) | મિત્રો | Friends |

આ ઉપરાંત પાને ૧૯ મે આપેલાં શબ્દો યાદ રાખવા કારણકે જાતિ અને વચન દર્શાવવા માટે આ પાઠમાં તેનો ઉપયોગ કરેલ છે.

| | | |
|---|---|---|
| O seu pacote | (ઉ સેઉ પકૉતિ) | તેનું પાર્સલ |
| Os seus pacotes | (ઉસ્ સેઉશ્ પકૉતિશ્) | તેનાં પાર્સલો |
| O seu quarto | (ઉ સેઉ ક્વાર્તુ) | તેનો ઓરડો |
| Os seus quartos | (ઉસ્ સેઉશ્ ક્વાર્તુશ્) | તેના ઓરડાઓ |
| A nossa chave | (અનૉસ્સ શાવ્હિ) | અમારી ચાવી |
| As nossas chaves | (અઝ્ નૉસ્સશ્ શાવ્હિશ્) | અમારી ચાવીઓ |
| A minha carta | ( અ મીગ્ન્ય કાર્ત ) | મારો કાગળ |
| As minhas cartas | ( અશ્ મીગ્ન્યશ્ કાર્તશ્ ) | મારા કાગળો. |
| O meu livro | ( ઉ મેઉ લી'વ્રુ ) | મારી ચોપડી. |
| Os meus livros | ( ઉશ્ મેઉશ્ લી'વ્રુશ્ ) | મારી ચોપડીઓ. |
| Estas senhoras | ( ઍસ્તશ્ સીગ્ન્યૉરશ્ ) | આ સ્ત્રીઓ. |
| Quaes pacotes ? | ( ક્વાઇશ્ પકૉતિસ્ ) ? | ક્યા પાર્સલો ? |
| Uns saccos | ( ઊંસ્ સાક્કુશ્ ) | કેટલાક કોથળાઓ |
| Esse bilhete | ( એસ્સી બીલ્યેતિ ) | તે ટીકિટ. |
| Esses bilhetes | ( એસ્સિશ્ બિલ્યેતિશ્ ) | તે ટીકીટો. |

**વિશક્તી** વિષેનું વિવેચન **સર્વનામમાં** જુઓ

**૬૩ પાઠ ૪ Quarta Licção ( ક્વાર્તે લિસ્સાંઉ )**

Esquina ( ઇસ્કીન ) ખૂણો Corner
Loja ( લૉજ્ય ) દુકાન Shop
Preço ( પ્રેસુ ) કીંમત Price E' (એં) છે is એકવચન
Criado ( ક્રી'યાદુ ) નોકર Servant São (સાંઉ) છે are બહુવચન
Correio ( કુર્રેયુ ) ટપાલ ઑફીસ Post office
Comboio ( કૉમ્બૉયુ ) રેલગાડી Train

આ પાઠમાં શબ્દોની જાતિ જણાવવા પાના ૧૭ મે બતાવેલા શબ્દોનો ઉપયોગ કર્યો છે, તે ધ્યાનમાં લેવા. જે શબ્દો આગલા પાઠમાં આવી ગયા છે તે અહીં ફરીથી જણાવ્યા નથી.

Do preço ( દુ પ્રેસુ ) કીમતનુ Of the price
Da estação ( દ ઇસ્તસાંઉ ) સ્ટેશનેથી From the station
Na igreja ( ન ઇગ્રેજ્ય ) દેવળમાં In the church
Do criado ( દુ ક્રીયાદુ ) નોકર પાસેથી From the servant
Pelo comboio ( પેલુ કૉમ્બૉયુ ) રેલ રસ્તે By the train
A' loja ( આ લૉજ્ય ) દુકાન તરફ To the shop
Pela rua ( પેલ રૂઅ ) રસ્તેથી By the street
A esquina da rua ( આ ઇસ્કીન દ રૂઅ ) તે રસ્તાના ખુણા તરફ
Da loja do seu amigo ( દ લૉજ્ય દુ સેઉ આમીગુ ) તમારા મિત્રની દુકાનમાંથી.
Qual é o meu logar ? ( ક્વૉલ્ એં ઉમેઉ લુગાર ) મારી જગ્યા કઇ છે ?
Qual é a sua opinião ? ( ક્વૉલ્ એં અ સુઅ ઓપિનિયાંઉ ) તમારો મત શું છે ?
**Quaes são os seus planos ( ક્વાઇશ સાંઉ ઉસ્ સેઉશ પ્લાનુશ ) તેઓની યુક્તિઓ શું છે ?**

* Quaes d'estas senhoras são as suas irmãs ( ક્વાઇશ્ દ'ઍસ્તસ્ સીન્યૉરસ્ સાંઉં અસ્ સુઅશ્ ઇર્માંશ્ ) આ સ્ત્રીઓમાંથી તમારી બેનો કઇ છે ?

અહીં ખાસ ધ્યાન રાખવાની બાબત છે કે સીન્યૉરસ્ સાંઉં, અસ્ સુઅસ્ એ બધે શ્ નહીં થતાં ઉચ્ચાર સ્ કરેલ છે કારણકે એ s સાથે આવ્યા છે.

**વિશેષણ** (Adjectivos) આજ્યેતીવુશ્

**૨૪** વિશેષણની જાતિ અને વચન હમેશાં તેના વિશેષ્યની જાતિ અને વચન મુજબજ રાખવામાં આવે છે. એટલે નરજાતિના વિશેષ્યની સાથે વિશેષણ નરજાતિનુંજ વપરાય અને નારીજાતિના વિશેષ્યની સાથે નારીજાતિનું વિશેષણ વપરાય છે; જેમકે Bom livro (સારું પુસ્તક): Nova lua (બીજનો ચંદ્રમા).

**૨૫** નરજાતિના વિશેષણનું નારીજાતિ બનાવવું હોય તો નીચેના ફેરફાર કરાય છે.

- *a* o છેડાવાળા નરજાતિના વિશેષણને નારીજાતિ બનાવતાં o કાઢી તેને બદલે a લગાડાય છે. જેમકે, Novo, Nova (નોવ્વુ, નૉવ્વ) નવું, Mao, Má (માઉ, મા) ખરાબ: Alto, Alta (આલ્તુ, આલ્ત) ઊંચુ.
- *b* ão છેડાવાળા નરજાતિના વિશેષણને નારીજાતિ બનાવતાં તેને બદલે ã મુકવામાં આવે છે. જેમકે São, Sã (સાંઉ, સાં) તંદુરસ્ત.
- *c* or છેડાવાળા નરજાતિના વિશેષણને a ઉમેરવાથી નારીજાતિનું વિશેષણ બને છે. જેમકે Doutor, Doutora (દોતોર્, દોતોર) દાક્ટર.
- *d* m અથવા u છેડાવાળા નરજાતિના વિશેષણને નારીજાતિ બનાવતાં ફક્ત a ઉમેરવામાં આવેછે. જેમકે, Um, Uma (ઊં, ઊમ)

---

* **Qual અથવા Quaes જ્યારે de (d') પહેલાં આવેલ હોય ત્યારે તેની પછી નામ આવે છે.**

એક; Cru, Crua (ક્રુ, ક્રૂઅ) કાચું; પણ Bom ને બદલે Boa (બોં, બોઅ) સારૂં થાય છે.

l અથવા ez છેડાવાળા સામાન્ય શબ્દો રીતે બંને જાતિના હોય છે. નીચેના શબ્દો અનિયમીત છેઃ—Bom, Boa સારૂં; Ladrão, Ladra (લાડ્રાંઉ, લાડ્ર) લુચ્ચો; Chorão Chorona (શૂરાંઉ, શરોન) રડતો.

૨૬ હમેશાં ઉપયોગમાં આવે એવાં વિશેષણોની સંખ્યા નીચે આપેલ છે તે મોઢે કરવાથી બહુજ ઉપયોગી થઇ પડશે.

ઉચ્ચાર કરવામાં હ્રસ્વ અને દીર્ઘની ખાસ સંભાળ રાખી બોલાય તો ઉચ્ચાર ખરો માલુમ પડે જેમકે Doce ના દૅાસિ ઉચ્ચાર થાય છે પણ આપણે દૅાસ્ બોલીએ છીએ પણ તે કરતાં દૅાસિ હ્રસ્વ બોલીએ તો તે ઉચ્ચાર ખરો ગણાય.

| | | | |
|---|---|---|---|
| Activo | (આતીવ્હુ) | ચાલાક | Active |
| Agradavel | (આગ્રાદા'વેલ્) | અનુકૂળ | Agreeable |
| Ancioso | (આંસિયોઝુ) | આતુર | Anxious |
| Amargo | (આમા'ર્ગુ) | કડવું | Bitter |
| Atrevido | (આત્રેવ્હીદુ) | હીમ્મતવાન | Bold |
| Apertado | (આપેર્તાદુ) | મજબુત | Tight |
| Alto | (આલ્તુ) | ઊંચું | Tall |
| Aberto | (આબેર્તુ) | ઉઘાડું | Open |
| Alegre | (આલેગ્રિ) | ખુશમીજાજી | Cheerful |
| Bem | (બૅં) | સારૂં, ખરૂં | Well, Right |
| Bonito | (બુનીતુ) | સુંદર | Pretty |
| Brando | (બ્રાંદુ) | નમ્ર | Mild |
| Baixo | (બાઇશુ) | નીચું | Low |
| Benigno | (બેનીગ્નુ) | માયાળુ | Kind |
| Bom | (બૅાં) | સારૂં | Good |

| | | | |
|---|---|---|---|
| **Barato** | (બારાતુ) | સોંઘું | **Cheap** |
| **Bravo** | (બ્રાવ્વુ) | બહાદુર | **Brave** |
| **Capaz** | (કપાઝ્) | શક્તિવંત | **Able** |
| **Caro** | (કાર) | મોંઘું | **Dear** |
| **Cego** | (સૅગુ) | આંધળો | **Blind** |
| **Cuidadoso** | (કુઇદાદો'ઝુ) | સાવધ | **Careful** |
| **Certo** | (સૅર્તુ) | ચોક્કસ | **Certain** |
| **Cortez** | (કોર્તૅઝ) | સભ્ય | **Civil** |
| **Claro** | (ક્લારુ) | સાફ | **Clear** |
| **Confortavel** | (કૉફૉ'ર્તાવ્વેલ) | સુખકર | **Comfortable** |
| **Completo** | (કૉમ્પ્લેતુ) | સંપૂર્ણ | **Complete** |
| **Correcto** | (કુરરૅતુ) | સાચું | **Correct** |
| **Cruel** | (ક્રુયૅલ) | ઘાતકી | **Cruel** |
| **Curioso** | (કુરિઓઝુ) | વિચિત્ર | **Curious** |
| **Cedo** | (સેદુ) | વહેલું | **Early** |
| **Commodo** | (કૉમદુ) | સહેલું | **Easy** |
| **Cada** | (ક'દ) | દરેક | **Every** |
| **Chato** | (શાતુ) | ચપટુ | **Flat** |
| **Cheio** | (શેઇયુ) | ભરેલુ | **Full** |
| **Contente** | (કૉન્તૅન્તિ) | ખુશી | **Glad** |
| **Comprido** | (કુંપ્રીદુ) | લાંબું | **Long** |
| **Curto** | (કૂર્તુ) | ટુંકું | **Short** |
| **Cru** | (ક્રુ) | કાચું | **Raw** |
| **Certamente** | (સૅ'ર્તમેન્તિ) | નક્કી | **Sure** |
| **Descuidadoso** | (દિશ્કુઇદાદોઝુ) | ગાફલ | **Careless** |
| **Differente** | (દિફૅરૅન્તિ) | જુદું | **Different** |
| **Distincto** | (દિસ્તીંતુ) | સ્વચ્છ | **Distinct** |

| | | | |
|---|---|---|---|
| Direito | (દિરેતુ) | સીધું | Straight |
| Duro | (દૂરુ) | કઠણ, ચીકણું | Hard, Tough |
| Delicado | (દેલિકા'દુ) | નાજુક, સુંદર | Nice |
| Diverso | (દિવૅર્સુ) | નાના પ્રકારનું | Various |
| Doente | (દુઍન્તિ) | માંદું | Sick |
| Dôce | (દોસિ) | મીઠું | Sweet |
| Estimavel | (ઇશ્તિમા'વ્વેલ્) | કીમતી | Valuable |
| Enfadonho | (ઍંફાદોન્યુ) | કંટાળા ભરેલું | Troublesome |
| Estrondoso | (ઇસ્ત્રૉંદોઝુ) | ઊંચું | Loud |
| Empoado | (ઍમ્પોઆદુ) | ધૂળવાળું | Dusty |
| Estupido | (ઇસ્તુપિદુ) | રેઢીઆળ | Stupid |
| Escuro | (ઇસ્કૂરુ) | અંધાળીઉં | Dark |
| Formoso-a | (ફૉર્મોઝુ) ફૉર્મોઝ (નારી) | સુંદર | Beautiful |
| Frio | (ફ્રીઉ) | થંડી | Cold |
| Fresco | (ફ્રેસ્કુ) | ટાઢું | Cool |
| Facil | (ફાસિલ્) | સહેલું | Easy |
| Falso | (ફાલ્સુ) | ખોટું | False |
| Famoso | (ફામો'ઝુ) | પ્રખ્યાત | Famous |
| Fino | (ફીનુ) | સુંદર | Fine |
| Feliz | (ફેલીજ્) | સુખી | Happy |
| Firme | (ફીર્મિ) | દૃઢ | Firm |
| Fresco | (ફ્રેશ્કુ) | તાજું | Fresh |
| Forte | (ફૉર્તિ) | મજબુત | Strong |
| Feio | (ફેઇયુ) | બેડોળ | Ugly |
| Fraco | (ફ્રાકુ) | નબળું | Weak |
| Feroz | (ફૅરોઝ્) | જંગલી | Wild |

| | | | |
|---|---|---|---|
| Feito de páo | (ફેઇતુ દ પાઉ) | લાકડાનું | Wooden |
| Grosso | (ગ્રોસ્સુ) | જાડું | Thick |
| Grande | (ગ્રાન્દિ) | મોટું | Large |
| Geral | (જ્યૅરાલ્) | મુખ્ય | General |
| Gordo | (ગોર્દુ) | જાડું | Fat |
| Generoso | (જ્યૅનૅરોઝુ) | ઉદાર | Generous |
| Habil | (આબિલ્) | હુશીઆર | Clever |
| Humido | (ઊમિદુ) | ભેજવાળું | Damp |
| Honesto | (ઑનૅસ્તુ) | પ્રમાણિક | Honest |
| Imprudente | (ઈંપ્રુદૅન્તિ) | મૂર્ખ | Foolish |
| Importante | (ઇંપૉર્તાન્તિ) | જરૂરી | Important |
| Injusto | (ઇંજ્યુસ્તુ) | અન્યાયી | Unjust |
| Incapaz | (ઈંકપાઝ્) | નાલાયક | Unfit |
| Incerto | (ઇંસૅર્તુ) | અનિશ્ચિત | Unsettled |
| Indigno | (ઇંદીન્નુ) | નકામું | Worthless |
| Justo | (જ્યુસ્તુ) | ન્યાયી | Just |
| Liso | (લીઝુ) | લીસું | Smooth |
| Luzente | (લુઝૅન્તિ) | પ્રકાશિત | Bright |
| Leve | (લૅવ્વિ) | સહેજ | Light |
| Largo | (લાર્ગુ) | પહોળું | Broad, wide |
| Limpo | (લીંપુ) | ચોખ્ખું | Clean |
| Livre | (લીવ્રિ) | મુક્ત, છુટું | Free |
| Ligeiro | (લીજ્યેરુ) | હલકું | Light |
| Môço | (મોસુ) | નાનું | Young |
| Mal | (માલ્) | ખરાબ | Wrong, bad |
| Malhado | (માલ્યાદુ) | ભીનું | Wet |
| Macio | (માસિયુ) | સુંવાળું | Soft |

| | | | |
|---|---|---|---|
| Mesmo | (મેઝમુ) | તેજ | Same |
| Malvado | (માલ્વા'દુ) | ખરાબ | Wicked |
| Moderno | (મૉદૅર્નુ) | હાલનું | Modern |
| Magro | (માગ્રુ) | પાતળું | Thin |
| Mao | (માઉ) | ખરાબ | Bad |
| Mudo | (મૂદુ) | મુંગુ | Dumb |
| Muito | (મૂઇતુ) | ઘણું | Very |
| Morto | (મોર્તુ) | મુવેલું | Dead |
| Medroso | (મૅદ્રોઝુ) | બીધેલું | Afraid |
| Natural | (નાતુરાલ્) | રહેવાશી | Natural |
| Necessario | (નૅસૅસા'રિયુ) | જરૂરનું | Necessary |
| Nobre | (નૉબ્રિ) | ઉમદુ | Noble |
| Numeroso | (નુમૅરોઝુ) | ઘણા | Numerous |
| Occupado | (ઓકુપાદુ) | ઉદ્યમી | Busy |
| Ouco | (ઔકુ) | પોલું | Hollow |
| Ordinario | (ઓર્દિનાર્યુ) | સાધારણ | Ordinary |
| Opportuno | (ઓપોર્તુનુ) | વખતસર | Timely |
| Prompto | (પ્રૉન્તુ) | ખુશી, તૈયાર | Willing, ready |
| Proprio | (પ્રૉપ્રિયુ) | અનુકૂળ | Suitable |
| Pequeno | (પિકૅનુ) | નાનું | Small, little |
| Presente | (પ્રૅઝૅન્ધિ) | હાજર | Present |
| Principal | (પ્રિંસિપાલ) | મુખ્ય | Principal |
| Paciente | (પાસિયૅન્તિ) | ધીરજવાળો | Patient |
| Perfeito | (પર્ફે ઇતુ) | સંપૂર્ણ | Perfect |
| Perigoso | (પેરિગોઝુ) | ભયંકર | Dangerous |
| Preguiçoso | (પ્રૅગિસોઝુ) | આળસુ | Idle |
| Poucos | (પોકુશ) | થોડા | Few |

| | | | |
|---|---|---|---|
| Quente | (કૅન્ત) | ગરમ | Hot; warm |
| Rude | (રૂડ઼િ) | જંગલી | Rude |
| Rural | (રૂરાલ્) | ગ્રામ્ય | Rural |
| Regular | (રેગુલાર) | નિયમીત | Regular |
| Real | (રેયાલ્) | અસલ | Real |
| Raro | (રારૂ) | ભાગ્યેજ | Rare |
| Sereno | (સૅરેનુ) | શાંત | Calm |
| Surdo | (સુર્દુ) | બહેરું | Deaf |
| Sujo | (સુજ્યુ) | ગંદું | Dirty |
| Secco | (સેકકુ) | સુકું | Dry |
| Solto | (સોલ્તુ) | છુટું | Loose |
| Salvo | (સાલ્વુ) | સહીસલામત | Safe |
| Seguro | (સૅગુરૂ) | ,, | Secure |
| Severo | (સૅવેરૂ) | સખ્ત | Severe |
| Serio | (સૅરીયુ) | ભયંકર | Serious |
| Simples | (સીંપ્લિશ) | સાદું | Simple |
| Singelo | (સિંજૅલુ) | કુંવારો, એકલવાયું, એકલો | Single |
| Solido | (સૉલિદુ) | નક્કર | Solid |
| Sedento | (સૅદૅન્તુ) | તરસ્યો | Thirsty |
| Sabio | (સાબિયુ) | ડાહ્યો | Wise |
| Triste | (ત્રીસ્તિ) | દીલગીર | Sad |
| Tarde | (તાર્દિ) | મોડું | Late |
| Tanto | (તાન્તુ) | એટલું | So much |
| Tempestuoso | (તેંપૅસ્તુઓઝુ) | તોફાની | Stormy |
| Total | (તૉતાલ્) | સરવાળો | Total |
| Todo | (તોદુ) | આખું | All |
| Usual | (ઉઝુઆલ્) | સામાન્ય | Usual |

| | | | |
|---|---|---|---|
| Urgente | (ઉર્જેયૅન્તિ) | જરૂરનું | Urgent |
| Util | (ઊતિલ્) | ઉપયોગી | Useful |
| Vazio | (વ્ઝીયુ) | ખાલી | Empty |
| Velho | (વ્યૅલ્યુ) | જુનું | Old |
| Venenoso | (વ્યૅનૅનોઝુ) | ઝેરી | Poisonous |
| Veloz | (વ્યૅલોઝ્) | ઉતાવળું | Quick |
| Vagaroso | (વ્વાગારોઝુ) | ધીમું | Slow |
| Verdadeiro | (વ્યૅર્દાદેઇરૂ) | સાચું | True |
| Vão | (વ્વાંઉ) | ફોગટ | Vain |
| Ventoso | (વ્યૅન્તોઝુ) | પવનવાળું | Windy |
| Varios | (વ્વાર્યુશ્) | જુદી જુદી જાતનું | Various |
| Zangado | (ઝાંગાદુ) | ગુસ્સે થયેલું, ક્રોધિત | Angry |

નીચેના પાઠમાં ઉપરના શબ્દોનો ઉપયોગ કર્યો છે જે ઉદાહરણ તરીકે આપેલ છે.

## ૨૭ પાઠ ૫ મો Quinta Licção (કીન્ત લીસ્સાંઉ)

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| Isto | (ઇશ્તુ) | આ | This | N'isto | (નીશ્તુ) | આમાં | In this |
| Isso | (ઇસ્સુ) | તે | That | N'isso | (નીસ્સુ) | તેમાં | In that |
| Aquillo | (આકીલ્લુ) | તે ,, (દૂરની-વસ્તુ દર્શાવવા) | | Difficil | (દિફીસિલ્) | અઘરૂં | Difficult |

આ બધા શબ્દો નાન્યતર જાતિના છે

અહીં જણાવવું જરૂરનું છે જે "આ" અને "તે" ને માટે બબે શબ્દો છે જેવાંકે Este અને Isto; (આ) Esse અને Isso; (તે) Aquelle અને Aquillo (તે) આ બે રૂપમાંથી કયું રૂપ કયે સ્થળે વાપરવું તેની રીત એવી છે કે જ્યાં આગળ તે વિશેષણની પછી કોઇ નામ ન હોય ત્યા Isto, Isso અને Aquillo વપરાય છે; અને વિશેષણની સાથે વિશેષ્ય તરીકે નામ હોય તો Este, Esse અને Aquelle વપરાય છે. તેનો ઉપયોગ પાઠમાં જોઇ લેવો અને તફાવત જોવો હોય તો કલમ ૫૯ જુઓ.

---

નોંધ—ઉચ્ચાર આગળ આવેલ હોવાથી ફરીથી આપેલ નથી.

Quinto (કીન્તુ) પાંચમો Fifth; Lingua (લીંગ્વ) ભાષા Language

Isto é tudo (ઇસ્તુ એં તુદ) આ સઘળું છે.
Aquillo é difficil (અકીલ્લુ એં દિફીસિલ) તે અઘરૂં છે.
Isto é facil (ઇસ્તુ એં ફાસિલ) આ સહેલું છે.
Isto não é caro (ઇસ્તુ નાંઉ એં કારુ) આ મોંઘું નથી.
Isso não é certo (ઇસ્સુ નાંઉ એં સૅર્તુ) તે ચોક્કસ નથી.
Uma formosa senhora perguntou (ઉમ ફૅાર્મોઝ સિન્યૅાર પેર્ગુન્તો) એક સુંદર સ્ત્રીએ પૂછયું.
Carlos Quinto falava diversas linguas europeas (કાર્લુશ કીન્તુ ફાલાવ દીવૅર્સશ લીંગ્વશ્ યેઉરૅાપેયશ) પાંચમો કાર્લુ (ચાર્લ્સ) યુરોપની ઘણી ભાષા બોલતો.

૨૮ "ત્રણ જાતના વિશેષણો" વિશેષણનું ગુણ કે રૂપપણું ત્રણ રીતે બતાવાય છે. ૧ સાદી રીતે (Positivo), ૨ મુકાબલાવાળી રીતે (Comparativo) અને ૩ સર્વોત્કૃષ્ટ રીતે (Superlativo).

૨૯ સાદી રીતે જેને positivo (પોઝીતીવુ) કહે છે તે સાધારણ રીતે સામાન્ય રૂપેજ દર્શાવાય છે. જેમકે આ સ્ત્રી સુંદર છે Esta mulher é bella (એંસ્ત મુલ્યૅર્ એં બૅલ્લ)

૩૦ મુકાબલાવાળી રીતે જેને comparativo (કંપારાતીવુ) કહે છે તે ઓછા અથવા વધતા પ્રમાણમાં કોઇ તેનેજ મળતી બીજી વસ્તુ સાથે સરખામણી રૂપે દર્શાવાય છે. જેમકે તે સ્ત્રી વધારે (પહેલી સ્ત્રી કરતાં) સુંદર છે Aquella e mais bella que esta (અકૅલ્લ એં માઇશ્ બૅલ્લ કે એંસ્ત).

૩૧ સર્વોત્કૃષ્ટ રીતે જેને superlativo (સુપર્લાતીવુ) કહે છે તે સૌથી ઉતરતું કે ચઢતું એવું બતાવવું હોય ત્યારે કામ આવે છે. જેમકે પેહલી સ્ત્રી સઉથી સુંદર છે (આગળ એ જણાવી તેના કરતાં) Essa e a mais bella (de todas) (એંસ્સ એં અ માઇશ્ બૅલ્લ દ તૅાદશ્).

૩૨ **કંપારાતીવુ રૂપ** બનાવવું હોય ત્યારે mais માઇશ (વધારે) અથવા menos મેનુશ (ઓછું) એ શબ્દો વિશેષણના સામાન્ય રૂપને લગાડાય છે. જેમકે મોંઘું caro પણ વધારે મોંઘું mais caro, રૂપાળું bello પણ ઓછું રૂપાળું કહેવું હોય તો menos bello કહેવાય.

આ કરતાંએ વધારે બારદર્શક કંપારાતીવુ રૂપ જણાવવું હોય તો તેની પહેલાં muito mais (ઘણું વધારે) અથવા muito menos (ઘણું ઓછું) **અર્થ મુજબ** લગાડાય છે. જેમકે muito mais bello ઘણીજ રૂપાળી.

૩૩ **સુપરલાતીવુ રૂપ** બનાવવું હોય ત્યારે વિશેષણના સામાન્ય રૂપને (૧) o (કે a) mais લગાડાય છે જેમકે ઘણુંજ મોંઘું **O mais caro** બીજી રીતે (૨) Issimo ઇસ્સિમુ (પણ નારીજાતિમાં Issima ઇસ્સિમ) લગાડાય છે જેમકે પૈસાદાર Rico; પણ ઘણોજ પૈસાદાર કહેવું હોય તો Riquissimo (રીકીસ્સિમુ).

૩૪ **સરખામણીની તુલના** Graus de comparação (ગ્રાઉશ દ કોમ્પારાસાંઉ)

*a* **"તેના જેવું" (જેટલું)** એમ સરખામણી બતાવવા માટે **Tão...** como શબ્દો મુકાયછે. જેમકે તે "તમારા જેવો" પૈસાદાર છે. **Elle é tão rico como o Sr.** (એલ્લિ એ તાંઉ રીકુ કોમુ ઉ સિંયોર્).

*b* **"તેના કરતાં"** એમ સરખામણી બતાવવા માટે **Mais......** que (વધારો દર્શાવવા માટે) અથવા Menos......que (ઓછું દર્શાવવા માટે) લગાડાય છે. જેમકે તે મારા બાપ "કરતાં વધારે" પૈસાદાર છે. **Elle é mais rico que o meu pae** (એલિઅ માઇશ રીકુ કે ઉ મેઉ પાઇ).

૩૫ કેટલાંક વિશેષણોની સરખામણી ઉપરની રીત મુજબ નહીં થતાં અનિયમીત રીતે થાય છે તેમાંના કેટલાક દાખલા.

સારું Bom, boa વધારે સારું Melhor સૌથી સારું O melhor
ખરાબ Máo, má વધારે ખરાબ Peor " ખરાબ O peor

મોટું Grande „ મોટું Maior „ મોટું O maior
નાનું Pequeno „ નાનું Menor „ નાનું O menor

ઉપરનાં ત્રણે રૂપોનો ઉપયોગ તથા આગળ આપેલ બધી કલમોનો જાતિ વચન અનુસાર ખુલાસો નીચેના પાઠમાં કરેલો છે.

૩૬ પાઠ છઠ્ઠો Sexta Licção (સેસ્ત લીસ્સાંઉ)

Elevado (ઍલેવાદ) ઊંચું High
Relogio (રેલૉજિયુ) ઘડીઆળ Clock
Será (સેરા) થશે Will be Ser નુ રૂપ છે
Pesado (પેઝાદુ) ભારે Heavy
Pronuncia (પ્રુનુંસિઅ) ઉચ્ચાર Pronunciation
Razão (રાઝાંઉ) ખરૂં Right
Estou (ઇસ્તો) હું છું Am
Hoje (ઑઓજ) આજ To-day
Bastante (બાસ્તાંતિ) પુરતું Enough
Tempo (તેંમ્પુ) વખત Time
Barato (બારાતુ) સોંઘુ Cheap

A mesa mais barata (આ મેઝ માઇશ્ બારાત) સૌથી સોઘું ટેબલ.
Um preço muito mais elevado (ઊં પ્રેસ્સુ મુઇંતુ માઇઝ્ ઍલેવાદ) ઘણી ભારે કીમત.
O livro mais pequeno dos dois (ૂ લીવ્રુ માઇશ્ પીકેનુ દુશ્ દોઇશ્) બે ચોપડીમાંથી વધારે નાની.
Este relogio é mais barato (એસ્તિ રેલૉજ્યુ ઍ માઇશ્ બારાતુ) આ ઘડીઆળ વધારે સોંઘું છે.
Estes pacotes são os maiores e os mais pesados (એસ્તિશ પકૉતિશ્ સાંઉ ઉશ્ માઇઑરિશ્ ઇ ઉશ્ માઇશ્ પેઝાદુશ્) આ પાર્સલો સૌથી મોટા અને સૌથી વધારે ભારે છે.

Esse será o melhor plano (એસ્સિ સેરા ઉ મિલ્યોર્ પ્લાનુ) તે સૌથી ઉત્તમ પ્લાન થશે.

Esta rua é muito mais larga (એસ્ત રૂઅ એં મુઈતુ માઈશ લાર્ગ) આ રસ્તો ઘણો પહોળો છે.

E' muito mais facil (એં મુઈતુ માઈશ ફા'સિલ) તે ઘણું વધારે સહેલું છે.

Muito bem está tudo aqui (મુઈતુ બે; ઇસ્તા તુદ અકી) બહુ સારૂં; તે બધું અહીં છે.

A pronuncia portugueza é muito difficil (અ પ્રુનૂંસિઅ પોર્તુગેઝ એં મુઇતુ દિફીસિલ) પોર્તુગીઝ ભાષાનો ઉચ્ચાર ઘણો અઘરો છે.

O Sr tem razão (ઉ સીયોર્ તે રાઝાંઉ) તમે ખરા છો. (તમારૂં કહ્યું ખરૂં છે)

Estou muitissimo bom agora (ઇસ્તો મુઇતિસ્સીમુ બોં અગોર) હમણાં મને ઘણુંજ સારૂં છે.

Isto e tudo para hoje (ઇ'સ્તુ એ તુદ પર ઑજિ) આજને માટે સઘળું આ છે.

Não tem tempo bastante (નાંઉ તે તેમ્પુ બાસ્તાન્તિ) પુરતો વખત નથી.

Ella não e tão alta como eu (એલ નાંઉ એ તાંઉ આલ્ત કોમુ એઉ) તે સ્ત્રી મારા જેટલી ઊંચી નથી.

Estes livros são baratissimos (એસ્તિશ લીવ્રુસ્ સાંઉ બારાતી-સ્સિમુશ) આ ચોપડીઓ ઘણી સોંઘી છે.

૩૭ સંખ્યાવાચક શબ્દો (Numeros Cardinaes) નુમેરુશ કાર્દિનાઇશ સદરહુ શબ્દો વિશેષણો હોવાથી નીચે આપ્યા છે.

| | | |
|---|---|---|
| Um (ઉં) નરજાતિ<br>Uma (ઉમ) નારી ,, | ૧ One | Tres (ત્રેશ) ૩ Three<br>Quatro (ક્વાત્રુ) ૪ Four |
| Dois (દોઇશ) નર ,,<br>Duas (દુઅશ) નારી ,, | ૨ Two | Cinco (સીંકુ) ૫ Five<br>Seis (સેઇશ) ૬ Six |

**Sete** (સૅતિ) ૭ Seven
**Oito** (ઓઇટુ) ૮ Eight
**Nove** (નૉવ્વિ) ૯ Nine
**Dez** (દૅઝ) ૧૦ Ten
**Onze** (ઑન્ઝિ) ૧૧ Eleven
**Doze** (દોઝિ) ૧૨ Twelve
**Treze** (ત્રેઝિ) ૧૩ Thirteen
**Quatorze** (કતૉર્ઝિ) ૧૪ Fourteen
**Quinze** (કીંઝિ) ૧૫ Fifteen
**Dezeseis** (દિઝેસેઇશ) ૧૬ Sixteen
**Dezesete** (દિઝેસૅતિ) ૧૭ Seventeen
**Dezoito** (દિઝૂઓઇટુ) ૧૮ Eighteen
**Dezenove** (દિઝેનૉવ્વિ) ૧૯ Nineteen
**Vinte** (વ્વીન્તિ) ૨૦ Twenty
**Vinte e um uma** (વ્વીન્તિ ઇ ઊં, ઊમ) ૨૧ Twenty one
**Vinte e dois duas** (વ્વીન્તિ ઇ દોઇશ-દૂઅશ) ૨૨ Twenty two
„ e tres (વ્વીન્તિ ઇ ત્રેશ) ૨૩ „ three
„ e quatro ( „ „ ક્વાત્રુ) ૨૪ „ four
„ e cinco ( „ „ સીંકુ) ૨૫ „ five
„ e seis ( „ „ સેઇશ) ૨૬ „ six
„ e sete ( „ „ સૅતિ) ૨૭ „ seven
„ e oito ( „ „ ઓઇટુ) ૨૮ „ eight
„ e nove ( „ „ નૉવ્વિ) ૨૯ „ nine
**Trinta** (ત્રીન્ત) ૩૦ Thirty
**Trinta e um** ( „ ઇ ઊં) ૩૧ Thirty one
**Quarenta** (ક્વારૅન્ત) ૪૦ Forty
**Cincoenta** (સિંક્વૅંત) ૫૦ Fifty
**Sessenta** (સૅસૅન્ત) ૬૦ Sixty
**Setenta** (સૅતૅન્ત) ૭૦ Seventy
**Oitenta** (ઓઇટૅન્ત) ૮૦ Eighty
**Noventa** (નૉવ્વેન્ત) ૯૦ Ninety

Cem (સૅં) ૧૦૦ Hundred

Cento e um (સૅન્તુ ઇ ઊં) ૧૦૧ „ and one

„ „ dois ( „ „ દોઇશ્) ૧૦૨ „ „ two

„ „ cinco ( „ „ સીંકુ) ૧૦૫ „ „ five

„ „ onze ( „ „ ઑંઝિ) ૧૧૧ „ „ eleven

„ „ vinte e um„ „ વીન્તિ ઇઊં) ૧૨૧ „ and twenty one

Duzentos (નર) (ડુઝૅન્તુશ્)<br>Duzentas (નારી) (ડુઝૅન્તશ્) } ૨૦૦ Two hundred

Trezentos (as) (ત્રૅઝૅન્તુશ્) ૩૦૦ Three „

Quatro centos (as) (ક્વાત્રુ સૅન્તુશ્) ૪૦૦ Four hundred

Quinhentos (as) (કિઞ્યૅંતુશ્) ૫૦૦ Five „

Seiscentos (as) (સેઇશ્ સૅન્તુશ્) ૬૦૦ Six „

Sete „ „ (સૅતિ „ ) ૭૦૦ Seven „

Oito „ „ (ઓઇતુ „ ) ૮૦૦ Eight „

Nove „ „ (નૉવિ „ ) ૯૦૦ Nine „

Mil (મીલ્) ૧,૦૦૦ Thousand

Mil e um (મીલ્ ઇ ઊં) ૧,૦૦૧ „ and one

„ „ dez (મીલ્ ઇ દૅઝ્) ૧,૦૧૦ „ „ ten

Dois (duas) mil (દોઇશ્ મીલ્) ૨,૦૦૦ Two thousand

Cinco „ (સીંકુ) „ ૫,૦૦૦ Five „

Des „ (દૅઝ્ „ ) ૧૦,૦૦૦ Ten „

Vinte „ (વીન્તિ „ ) ૨૦,૦૦૦ Twenty „

Cem „ (સૅં મીલ્) ૧૦૦,૦૦૦ Hundred „

Milhão (મિલ્યાંઉ) ૧,૦૦૦,૦૦૦ Million

૧૯૧૫, Mil nove centos e quinze (મીલ્ નોવિ સૅન્તુશ્ ઇ કીંઝી)

One thousand nine hundred and fifteen.

ઉપરનાં બધા વિશેષણો બંને જાતિના છે, અને જ્યાં નારીજાતિના જુદા

શબ્દો (Uma, duas વિગેરે છે.) તે ઉપર જણાવેલ છે, પરંતુ જ્યાં duzentos, trezentos વિગેરે છે ત્યાં os નો as કરવાથી નારીજાતિ બને છે. cento ને બદલે સઘળે (બંને જાતિમાં) cem કરાય છે.

**૩૮ ક્રમસૂચક સંખ્યાના શબ્દો.** (Numeros Ordinaes)
નૂમેરૂઝ ઓર્દિનાઇશ.

| | | | |
|---|---|---|---|
| O primeiro | (ઉ પ્રિમેઇરૂ) | પહેલું | The 1st. |
| O segundo | (,, સેગુન્દૂ) | બીજું | ,, 2nd. |
| O terceiro | (,, તેર્સેઇરૂ) | ત્રીજું | ,, 3rd. |
| O quarto | (,, કવાર્તુ) | ચોથું | ,, 4th. |
| O quinto | (,, કીન્તુ) | પાંચમું | ,, 5th. |
| O sexto | (,, સેઇસ્તુ) | છઠ્ઠું | ,, 6th. |
| O septimo | (,, સેતિમુ) | સાતમું | ,, 7th. |

અને Setimo પણ રૂપ થાય છે.

| | | | |
|---|---|---|---|
| O oitavo | (,, ઓઇતાવ્વુ) | આઠમું | ,, 8th. |
| O nono | (,, નોનુ) | નવમું | ,, 9th. |
| O decimo | (,, દેસિમુ) | દસમું | ,, 10th. |
| O undecimo<br>અથવા<br>O decimo primeiro | (,, ઊંદેસિમું)<br>અથવા<br>(,, દેસિમુ પ્રિમેઇરૂ) | અગીઆરમું | ,, 11th. |
| O duodecimo<br>અથવા<br>O decimo segundo | (,, દૂઓદેસિમું)<br>અથવા<br>(,, દેસિમું સેગુન્દૂ) | બારમું | ,, 12th. |
| O decimo terceiro | (,, તેર્સેઇરૂ) | તેરમું | ,, 13th. |
| O ,, quinto | (,, કીન્તુ) | પંદરમું | ,, 15th. |

આવી રીતે ઓગણીસમા સુધી સમજવું.

| | | | |
|---|---|---|---|
| O vigesimo | (ઉ વ્વિઝેસિમું) | વીસમું | The 20th. |

O vigesimo primeiro (,, વ્વિઝૅસિમુ પ્રિમેઇરૂ) એકવીશમું ,, 21st.
O trigesimo (,, ત્રિઝૅસિમુ) ત્રીસમું ,, 30th.
O quadragesimo (,, ક્વાદ્રાજ્યૅસિમુ) ચાળીસમું ,, 40th.
O quinquagesimo (,, કીંક્વાજ્યૅસિમુ) પચાસમું ,, 50th.
O sexagesimo (,, સૅક્સાજ્યૅસિમુ) સાઠમું ,, 60th.
O septuagesimo (,, સૅપતા જ્યૅસિમુ) સીતેરમું ,, 70th.
O octogesimo (,, ઑાક્તૅાજ્યૅસિમુ) એશીમું ,, 80th.
O nonagesimo (,, નૅાના જ્યૅસિમુ) નેઉમું ,, 90th.
O centesimo (,, સૅન્તૅસિમુ) સોમું ,, 100th.
O centesimo primeiro (,, ,, પ્રિમેઇરૂ) એકસોએકમું ,, 101st.
[hundred and first.
O millesimo (,, મિલૅસિમુ) હજારમું ,, 1000th.
[the thousandth.

ક્રમસૂચક સંખ્યાનું નારીજાતિ a પ્રત્યય શબ્દને છેડે લગાડવાથી બને છે.
જેમકે બીજી શેરી A segunda rua (the second street.)
પહેલાં પાનાં As primeiras paginas (the first pages).

## ૩૯ બાકીના સંખ્યાવાચક અને અપૂર્ણાંક વિશેષણો.

(Numeros, fraccionarios, collectivos etc.)

નૂમૅરૂશ્ ફ્રાસિઑાનાર્યુશ, કૉલૅતીવ્વુશ્

| | | | |
|---|---|---|---|
| Meio | (મેઇયુ) | અર્ધું | A half |
| A metade' | (અ મૅતાદિ) | અર્ધોભાગ | The ,, |
| Um par | (ઉં પારૂ) | એક જોડી | A couple |
| Duplo m.<br>Dupla f. | (દુપ્લુ, દુપ્લ) | બેવડું | Double |
| Uma duzia | (ઊમ દૂઝીઅ) | એક ડજન | One dozen |
| Meia ,, | (મેઇઅ દુઝીઅ) | અર્ધો ડજન | Half a dozen |

| | | | |
|---|---|---|---|
| A primeira vez | (અ પ્રિમેઈરિ વેઝ) | પહેલેજ વખતે | The first time |
| Uma vez | (ઉમ વેઝ) | એકવાર | Once |
| Um terço | (ઊં તેર્સુ) | એકનો ત્રીજો ભાગ | A third |
| A terceira vez | (અતેર્સેઇર વેઝ) | ત્રીજી વખત | The third time |
| Tres quartos | (ત્રેશ કવાર્તુશ) | $\frac{3}{4}$ | Three qurters |
| Duas vezes. | (દુઅશ વેઝીશ) | બેવાર | Twice |
| Um decimo | (ઉં દેસિમુ) | $\frac{1}{10}$ | A tenth |
| Um quarto | (ઉં કવાર્તુ) | $\frac{1}{4}$ | A quarter |

## ૪૦ પાઠ ૭ મો (Setima Licção) સૅતીમ લીસ્સાંઉ

આ પાઠમાં સંખ્યાસૂચક અને !ક્રમસૂચક વિશેષણોનો ઉપયોગ કરીને દાખલા આપ્યા છે.

Esquerdo (છસ્કેર્દુ) ડાબુ Left  Pagina (પા'જિયન) પાનું Page
Dircito (દિરેઇતુ) જમણું Right  Linha (લીન્ય) લીંટી Line
Libra (લીબ્ર) પૅાન્ડ સોનાનું Pound  Janeiro (જ્યાનેઇરૂ) જાનેવારી [January
Chá (શા) ચા Tea
Ponto (પૅાન્તુ) ક્ષણ, વખત; Moment  Horas (ઑારશ) કલાકો Hours.
Falta (ફાલ્ત) ઓછું Less  Capitulo (કાપી'તુલુ) પ્રકરણ [Chapter

A terceira rua á esquerda (અ તેર્સેઇર રૂઅ આ ઇશ્કેર્દ) ડાબી તરફની ત્રીજી શેરી.

A quarta porta á direita (અ કવાર્તે પૅાર્તે આ દિરેઇત) જમણા હાથ ઉપરનું ચોથું બારણું.

Perdi mais de cinco libras(પેર્દિ માઇશ દ સીંકુ લીબ્રશ) મેં પાંચ પાઉન્ડ કરતાં વધારે ખોયાં.

No's tomamos o chá ás sete em ponto (નૅાશ તૅામામુશ ઉ શા આઝ સૅતી ઍન પૅાન્તુ) અમે બરાબર (સાત વાગેજ) સાતને અમલેજ ચા પીએ છીએ.

A segunda linha da septima página (અ સેગુન્દ લીન્ય દ સૅતિમ પાજિનન) સાતમા પાનાની બીજી લીટી.

Hoje é o primeiro de Janeiro de 1917 (ઓજિય ઍ ઉ પ્રિમેઇરૂ દ જ્યાનેઇરૂ દ મીલ નોવસેન્તુસ ઇ દેઝે સૅતિ આતુ) ૧૯૧૭ની જાનેવારીની પહેલી તારીખ આજે છે.

Tres horas em ponto (ત્રેઝ્ ઑરસ્ ઍઁ પૉન્તુ) બરાબર ત્રણ વાગ્યે.

São cinco e meia (સાંઉ સીંકુ ઇ મેઇઅ) સાડાપાંચ (વાગ્યા) છે.

Dê-me um pouco de pão com manteiga (દે મિ ઉં પોકુ દ પાંઉ કૉં માંતેગ) ઘી (વાળી) થોડીક રોટલી મને આપો.

Que horas são no seu relogio ? (કી ઑરસ્ સાંઉ નુ સેઉ રૅલૉજ્યિઉ) તમારી ઘડીઆળમાં કેટલા વાગ્યા છે ?

São sete e um quarto (સાંઉ સૅતિ ઇ ઊં ક્વાર્તુ) સવાસાત થયા છે.

Falta um quarto para onze (ફાલ્ત ઉં ક્વાર્તુ પર ઑંઝિ) પોણા અગીઆર થયા છે.

O trigesimo capitulo (ઉ ત્રિજ્યૅસિમુ કાપીતુલુ) ત્રીસમું પ્રકરણ

Hoje é dezenove de Fevereiro (ઓજિય ઍ દિઝ નૉવ્વિ દ ફૅવ્વૅરેઇરૂ) આજે ફેબ્રુઆરીનો ઓગણીસમો દિવસ છે.

### સર્વનામ (Pronomes) પ્રૉનૉમિશ્

૪૧ સર્વનામના પ્રકાર નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | Pessoaes | ( પેસ્સોઆઇશ્ ) | પુરૂષવાચક |
| ૨ | Reflectivos | (રેફ્લેતીવ્રુશ્) | સ્વદર્શક |
| ૩ | Conjunctivos | (કૉન્જુંતીવ્રુશ્) | સંયોજક |
| ૪ | Possessivos | (પૉઝેસીવ્રુશ્) | સંબંધક |
| ૫ | Demostrativos | (દૅમૉસ્ત્રાતીવ્રુશ્) | દર્શક |
| ૬ | Relativos | (રૅલાતીવ્રુશ્) | તત્પદાપેક્ષક |
| ૭ | Interrogativos | (ઇન્તૅરૉગાતીવ્રુશ્) | પ્રશ્નસૂચક |
| ૮ | Indefenidos | (ઇન્દૅફીનીદુશ્) | અનિયમિત. |

વિભક્તિ સાત છે. પરંતુ ખરેખરી રીતે પોર્તુગીઝ ભાષામાં નામની તેમજ સર્વનામની પાંચ વિભક્તિ લેખાય છે. સાતમી વિભક્તિ ત્રીજીની સાથે ગણત્રીમાં આવી જાય છે. અને પાંચમી અને છઠીને એક ગણતાં બાકી પાંચ ગણી છે. જુઓ નીચેના ખુલાસા.

### ૧ પુરૂષવાચક સર્વનામ

૪૨ પહેલી વિભક્તિના ત્રણેપુરૂષોના રૂપો.

| (એકવચન) | | | | (બહુવચન) | | |
|---|---|---|---|---|---|---|
| હું | Eu (એઉ) | I | અમે | No's | (નૉશ) | We |
| તું | Tu (તુ) | Thou | તમે | Vo's | (વૉશ) | You |
| તે | Elle (એલિ) | He, It | તેઓ | Elles m. | (એલિશ) | They |
| „ | Ella (એલ્લ) | She, It | „ | Ellas f. | (એલ્લશ) | „ |

૪૩ તું, તમે શબ્દને માટે Tu કે Vos બોલવાને બદલે સભ્યતા યુક્ત શબ્દ O senhor (નરજાતિ) અને A senhora (નારી) વપરાય છે અને બહુવચન હોય તો Os senhores કે As senhoras વપરાય છે. **ક્રિયાપદ ત્યારે ત્રીજા પુરૂષનું વપરાય છે.** જેમકે, "તમારી પાસે છે" કહેવું હોય તો O sr. tem બોલવું એ સભ્યતા યુક્ત બોલવું કહેવાય.

૪૪ હલકા નોકરોને માટે Vosse શબ્દ વાપરવામાં આવે છે. પણ તેનાથી ઉલટું મોટા માણસને માટે Vossa mercê (આપ સાહેબ, આપ મહેરબાન) નું ટુંકું રૂપ "V. mcê" લખવામાં વપરાય છે તેનો ઉચ્ચાર "વૉસમસેં" કરાય છે. સ્ત્રીઓને માટે ઘણી વખતે Vossa senhoria નું ટુંકું રૂપ 'V. sia" (આપ બાઇસાહેબ) વપરાય છે. અને Vossa Excellencia નું ટુંકું રૂપ "V. Excia" ઘણાજ મ્હોટા અધીકારી વર્ગમાં વપરાય છે. પુરૂષોને તેમજ સ્ત્રીઓને સંબોધવામાં કે પત્ર વ્યવહારમાં ઉપલા બંને રૂપ વપરાય છે.

૪૫ બીજી વિભક્તિના રૂપો

| એકવચન | | બહુવચન | |
|---|---|---|---|
| મને A mim (અ મીં) Me | | અમને A no's (અનૉશ) Us | |
| | | અથવા Nos (નુશ) | |
| તને A ti (અ તી) Thee | | તમને A vo's (અવૉશ) You | |
| | | અથવા Vos (વુશ) | |
| તેને A elle m. (અ એલ્લિ) Him | | તેઓને A elles (અ એલ્લિશ) Them | |
| „ A ella f. (અ ઍલ્લ) Her | | „ A ellas („ ઍલ્લશ) „ | |

આ બીજી વિભક્તિના રૂપો ઘણે ભાગે શબ્દયોગી પ્રત્યય પછી વપરાય છે. જેમકે મારા સિવાય Sem mim (સૅં મીં) without me, તેની સાથે Com elle (કૉં એલ્લિ) with him વિગેરે.

૪૬ ત્રિજી વિભક્તિ.

| | | | | |
|---|---|---|---|---|
| એકવચન | મારી પાસે | Por mim | (પોર્ મીં) | By me |
| | તારી „ | „ ti | ( „ તી) | „ thee |
| | તેની „ | „ elle m. | ( „ (એલ્લિ) | „ him |
| | | „ ella f. | ( „ ઍલ) | „ her |
| બહુવચન | અમારી પાસે | Por nós | (પોર્ નૉશ) | By us |
| | તમારી „ | „ vós | ( „ વૉશ) | „ you |
| | તેઓની „ | „ elles | ( „ એલ્લિશ) | „ them |
| | | „ ellas | ( „ ઍલ્લશ) | |

૪૭ ચોથી વિભક્તિ

એકવચન.

| | | | |
|---|---|---|---|
| મારે માટે | A mim | ( ) | For me |
| તારે માટે | A ti | ( ઉચ્ચાર બીજી ) | „ thee |
| તેને માટે | A elle m | ( વિભક્તિ મુજબ ) | „ him |
| | A ella f. | ( ) | „ her |

બહુવચન.

અમારે માટે A nós ( ) For us
અથવા nos ( )
તમારે માટે A vós ( ઉચ્ચાર બીજી ) „ you
અથવ vos ( વિભક્તિ મુજબ )
તેઓને માટે A elles ( ) „ them
A ellas ( )

બીજી વિભક્તિ અને ચોથી વિભક્તિના રૂપ એક સરખા છે. બીજી વિભક્તિનો અર્થ મને, તને, તેને થાય છે. અને ચોથી વિભક્તિનો અર્થ મારે માટે, તમારે માટે, તેને માટે, તેઓને માટે એમ થાય છે.

૪૮ પાંચમી વિભક્તિ.

મારી પાસેથી De mim ( દ મીં ) From me
તારી પાસેથી „ ti ( દ ટી ) „ thee
તેની „ D'elle (m) ( દેલ્લિ ) „ him
D'ella (f) ( દૅલ્લ ) „ her
અમારી પાસેથી De no's ( દ નૉશ ) From us
તમારી „ „ vós ( દ વૉશ ) „ you
તેઓની „ D'elles ( દેલ્લિશ ) „ them
D'ellas ( દૅલ્લશ ) „

૪૯ છઠ્ઠી વિભક્તિ.

એકવચન.

મારૂં De mim ( ) Of me
તારૂં „ ti ( ઉચ્ચાર ઉપર ) „ thee
તેનું D'elle ( મુજબ ) „ him
તેણીનું D'ella ( ) „ her

બહુવચન.

અમારૂં De nós ( ) Of us
તુમારૂં „ vós ( ઉચ્ચાર ઉપર ) „ you
તેઓનું D'elles ( સુજબ ) „ them
D'ellas ( )

પાંચમી અને છઠ્ઠી વિભક્તિના રૂપો એક સરખાંજ છે પણ બંનેના અર્થ જુદા થતા હોવાથી અર્થ અનુસાર ઉપયોગ કરાય છે.

૫૦ પોરતુગીઝ ભાષામાં નાન્યતર જાતિ ( neuter ) નથી. જેથી it (નાન્યતર જાતિ)ને બદલે નરજાતિ અથવા નારીજાતિ વપરાય છે.

૫૧ ૨ સ્વદર્શક સર્વનામ.

આ ( Reflectivo ) સર્વનામની પહેલી વિભક્તિ નથી. આ સર્વનામ પોતાપણું ૧ (સ્વસૂચક) બતાવવા માટેજ વપરાય છે. તેનો પ્રત્યય si ( અથવા si ) છે.

જેમકે પોતાનુંજ De si ( દ સિ ) Of himself
પોતાનેજ A si ( અ સિ ) One's self

૨ પરંતુ ઉપલા રૂપને બદલે આ સર્વનામ ઘણી વખતે પુરૂષવાચક સર્વનામને mesmo કે (નારીજાતિમાં mesma) શબ્દ લગાડી દર્શાવાય છે જેમકે,

મારી પોતાની મેળે Eu mesmo (એઉ મેઝ્મુ) I myself (m)

તેની પોતાની મેળે Ellas mesmas ( એલ્લશ્ મેઝ્મશ્ ) Themselves (f)

તે માણસે પોતાની મેળે O homem mesmo ( ઉ ઑમિં મેઝ્મુ ) The man himself

તેણીએ એક રૂપીઓ નોકરને પોતાનેજ આપ્યો Ella pagou uma rupia ao criado mesmo ( એલ્લ પાગૌ ઉમ

રૂપીય આઉ ક્રિયાદુ મેઝમુ ) She paid one rupia to the servant himself

૩ જ્યારે શબ્દયોગી પ્રત્યય Com પુરૂષવાચક સર્વનામ જોડે આવેલ હોય ત્યારે તેના રૂપ નીચે મુજબ થાયછે. અને અર્થ પણ આ સર્વનામ મુજબજ થાય છે

Commigo (કુમીગુ) મારી સાથે With me; Comnosco (કૉનોસ્કુ) અમારી સાથે With us.

Comsigo (કોંસીગુ) તમારી સાથે With you, તેની સાથે him, her તેમની „ them or તેઓની „ With himself વિગેરે

Comvosco (કૉવોસ્કુ) તમારી સાથે With you.

ઉપરના com migo વિગેરે રૂપો અનુક્રમે com mim, com nós com si અને com vo's ના અપભ્રંશ થયેલા છે આમાં ઉપરના અર્થમાં મારી સાથે, તેની સાથે, તમારી સાથે વિગેરે અર્થો બતાવ્યા છે. પરંતુ તેઓના ગર્ભિત અર્થ મારી પોતાની સાથે, તેની પોતાની સાથે, તમારી પોતાની સાથે એવા (જેને અંગ્રેજીમાં with myself, with himself, with yourself આવા અર્થમાં જણાવાય છે તેવા) અર્થમાં છે. જેમકે, તેઓએ તેઓની ચાવી પોતાની સાથે લીધી Levaram comsigo as suas chaves (લૅવારંઉ કોંસીગુ અસ્ સુઅશ્ શાવિશ્) They took their keys with themselves.

૪ વળી infinitivo ( એટલે ક્રીયાપદનું સાદું રૂપ ) ની પછી આ સર્વનામનું રૂપ આવેલ હોય તો તે બંનેની વચ્ચે હાઇફન એટલે આડી લીટી ( - આવી ) મુકાય છે. જેમકે પોતાની મેળે નહાવું Lavar-se (લાવાર સિ) To wash one's self; અમારી પોતાની મેળે નહાવું Lavar-nos (લાવ્વાર્ નૉશ્) To wash ourselves.

૫ (રીફ્લેક્ટીવુ) સ્વદર્શક સર્વનામ મોટે ભાગે ક્રિયાપદની સાથે વપરાયેલા હોય છે. જેથી ઘણી વખતે ક્રિયાપદની પહેલાં મુકવામાં

આવે છે અને ઘણી વખતે ક્રિયાપદની પછી મુકવામાં આવે છે. જ્યારે ક્રિયાપદની પછી મુકાયેલ હોય ત્યારે તે બેની વચ્ચે – (હાઇફન) મુકી બંનેને જોડવામાં આવે છે. જેમકે, હું મારી પોતાની મેળે નહાવું છું તું પોરતુગીઝ Eu me lavo થાય અને eu lavo me પણ થાય જ્યારે eu lavo me લખવું હોય ત્યારે eu lavo-me લખાય છે.

વિશેષ દાખલા માટે પાઠ ૮મો જુઓ.

### ૩ સંયોજક સર્વનામ.

૫૨ Conjunctivo સર્વનામ એટલે અધુરા રહેલા વાક્યના અર્થમાં જેનો ઉમેરો થવાથી અર્થ સંપૂર્ણ દર્શાવાય (એટલે વાક્યને સંયોજક કરતું હોય) તે સર્વનામ. તે સર્વનામ જે ક્રિયાપદની સાથે સંબંધ રાખતું હોય તેની પહેલાં અથવા પછી આવે છે. તે સર્વનામ નીચે મુજબ છેઃ—

| એકવચન | | | બહુવચન | | |
|---|---|---|---|---|---|
| Me | = મને | to me | Nos | = અમને | to us |
| Te | = તને | „ thee | Vos | = તમને | „ you |
| Se | = તેને, | „ himself | Lhes | = તેઓને | „ them |
| | તેણીને | „ herself | | | |
| Lhe | = „ | „ him, her તેમને | | | |
| O, a | = તે It ને બદલે વપરાય છે. | | | | |

નોંધઃ— ૧ O, a (તે) આ શબ્દો સંયોજક સર્વનામ તરીકે વાક્યનો અર્થ પુરો કરવામાં અથવા કર્મ તરીકે વપરાય છે ત્યાં It ના અર્થમાં આવે છે. જો કે પોરતુગીઝ ભાષામાં નાન્યતર જાતિ અલગ દર્શાવાતી નથી પણ તેવા અર્થમાં તેનો ઉપયોગ થાય છે. જેમકે તે હું Tome-o અથવા Tome-a ગમે તે બોલાય.

નકાર વાચક ક્રિયાપદ હોય અને ઉપર જણાવેલ સંયોજક સર્વનામો તે ક્રિયાપદના કર્મ તરીકે આવ્યા હોય, ત્યારે તે કર્મ સદરહુ ક્રિયાપદની પહેલાં મુકવામાં આવે છે. જેમકે તે ખાઇશ નહીં Não o tome.

આ સંબંધી વિશેષ ઉદાહરણો નીચે આપ્યા છે તે ઉપરથી ઉપરની બધી બાબતોના ખુલાસા થશે.

અત્રેથી ઉપયોગી વાક્યો આવતા હોવાથી અંગ્રેજી પણ સાથે સાથે આપેલ છે.

## ૫૩ પાઠ ૮મો Oitava Licção (ઓઇતાવ્ય લીસ્સાંઉ)

Come a (કોમ-અ) તે ખા Eat it

Não a coma (નાંઉ અ કોમ) તે ખાઇશ નહીં Don't eat it

Responda-me (રરેસ્પોન્દ-મી) મને જવાબ આપ Answer me.

Não me responda (નાંઉ મી રરેસ્પોંદ) મને જવાબ આપ નહીં Do not amswer me.

Usam-ós (ઊઝંઉ-ઉશ્) તેઓ તે કપડાં પહેરે છે They wear (them=લુગડાં)

Não os usam (નાંઉ ઉશ્ ઉઝંઉ) તે પહેરતા નથી They do not wear them

Comecem-o agora (કોમેસિં ઉ અગૉર) કામણું શરૂ કરે છે. They begin it now

Mande-nos (માંદિ નુશ્) અમને મોકલ Send us

Não nos mande (નાંઉ નુશ્ માંદિ) અમને મોકલ નહીં Do not send us.

૫૪ આજ્ઞાર્થ ક્રિયાપદમાં (Imperative mood માં) Lhe હમેશાં ક્રિયાપદની પછવાડે તુરતજ મુકાય છે જેમકે Diga-lhe તેને કહે. ક્રિયાપદના બીજા રૂપમાં lhe ગમે ત્યાં વપરાય. જેમકે, તેણે તેને આપ્યું તો Elle lhe deu અથવા Elle deu-lhe.

શું તમે તેની સાથે બોલ્યા ? Fallou-lhe o sr ? (ફાલો લ્યે ઉ સિનોર્)

તમે તેમની સાથે ક્યારે બોલ્યા? Quando lhes fallou o sr?

૫૫ SE વાક્યનો સંબંધ જોડવામાં વપરાય છે; (દાખલા પાઠ ૧૦માની અંદર ૧૦-૧૧-૧૨ જુઓ.) તેમજ જ્યારે mie અને lhe ની સાથે આવેલ હોય ત્યારે તેની પહેલાં મુકવામાં આવે છે જેમકે

તે (વસ્તુ) તેને અપાણી Deu-se-lhe (દેઉ સિલ્ય)
તમે ક્યારે તમારી હજામત કરવાના છો? Quando se vae barbear?
(ક્વાન્ડુ સિ વાંઇ બાર્બેયાર્)

### ૪ સંબંધક સર્વનામ.

૫૬ Possessivo સર્વનામ માટે પાનું ૧૯મું જુઓ. આમાં આટલુંજ ધ્યાન રાખવાનું છે કે જે નામની સાથે આ સર્વનામ વપરાય તેજ નામની જાતિ અને વચન લીએ છે. જેમકે,

મારી ચોપડીઓ Os meus livros (ઉશ્ મેઉશ્ લીવ્રુશ્)
મારો બાપ Meu pae; તે ઘર મારૂં છે Aquella casa é minha (અકેલ્લ કાઝ એં મીઞ્ય)

### ૫ દર્શક સર્વનામ.

૫૭ Demonstrativo સર્વનામ નીચે મુજબ છે.

| | નરજાતિ | | નારીજાતિ | | નાન્યતરજાતિ | |
|---|---|---|---|---|---|---|
| | એકવચન | બહુવચન | એક. | બહુ. | એક. | બહુ. |
| આ | Este | Estes | Esta | Estas | Isto | Estes |
| તે | Esse | Esses | Essa | Essas | Isso | Esses |
| પેલું (તે) | Aquelle | Aquelles | Aquella | Aquellas | Aquillo | Aquelles |

સંસ્કૃત શબ્દોનો ઉપયોગ કરતી વખતે નીચેની હકીકત ધ્યાન રાખવા યોગ્ય છે.

જે ચીજ અથવા માણસ જેને વિષે આપણે બોલતાં હોઇએ તે નજીકમાં હોય તો તેને માટે este કે esta વપરાય છે.

" " " બોલાતું હોય તે બોલનારના નિર્દેશમાં હોય ત્યારે esse કે essa વપરાય છે.

" " " જેને વિષે બોલાતું હોય તે બંનેમાંથી (બોલનાર અને જેને વિષે બોલાતું હોય તે બંનેમાંથી) એકે પાસે ન હોય પણ "તે પેલું" એમ બતાવાતું હોય ત્યાં aquelle કે aquella વપરાય છે.

**૬ તત્પદાપેક્ષક ("જે તે" પણું બતાવનારા) સર્વનામ.**

૫૮ Relativo સર્વનામ એટલે જેમાં "જે", "જેનું" આવા શબ્દોનો સમાવેશ થયેલ હોય તે.

તેવા સર્વનામ નીચે મુજબ છે. જેના દાખલા પાઠ ૯ મામાં આપેલ છે. તેથી સમજાશે.

જે Que (કી) who or which
જેને Quem (કેં) " " "
આ શબ્દો એકવચન અને બહુવચન. તેમજ નરજાતિ અને નારીજાતિ બંનેમાં વપરાય છે.

| Sin. | | Plu. | |
|---|---|---|---|
| નરજાતિ | નારીજાતિ | નર. | નારી. |
| જેને Qual (ક્વૅાલ્) | Qual | Quaes | Quaes (ક્વાઇશ્) |
| જેનું Cujo (કુજ્યુ) | Cuja (કુજ્ઝ) | Cujos (કુજ્યુસ્) | Cujas (કુજસ્) |

"જે" શબ્દને માટે ઘણે ભાગે "que" શબ્દ વપરાય છે.
ઉપરની બાબતનું સ્પષ્ટિકરણ નીચલા પાઠથી થશે.

**૫૯ પાઠ ૯મો Nona Licção (નૅાન લીસ્સાંઉ)**

**Escrevi** (એસ્ક્રેવી) લખ્યું
**Fallou** (ફાલો) બોલ્યો (૧લો પુરૂષ એકવચન)
**Fallei** (ફાલેઇ) બોલ્યો (ત્રીજો " " )

Hontem (ઑન્ટૅં) ગઇકાલે
Cortei (કૉર્તેઇ) કાપ્યું
બાકીના શબ્દો પોરતુગીઝ ગુજરાતી કોષમાં જુઓ.

Este é o senhor que fallou (એસ્તિ ઍ ઉ સિન્યોર્ કે ફાલો) જે ગૃહસ્થ બોલ્યા તે આ This is the gentleman who spoke

*Esta e' a carta que escrevi* (ઍસ્ત ઍ અ કાર્ત કે ઇશ્કેવી) જે કાગળ મેં લખ્યો તે આ This is the letter that I wrote.

O moço a quem fallei hontem (ઉ મોસુ અ કૅં ફાલેઇ ઑન્ટૅં) ગઇ કાલે જેને મેં વાત કરી તે નોકર. The waiter whom I spoke yesterday.

A faca com a qual o cortei (અ ફાક કૅાં અ ક્વાલ્ ઉ કૉર્તેઇ) (છરી કે જેનાથી) જે છરી વડે મેં કાપ્યું તે. The knife with which I cut.

A senhora cuja guarda-chuva o Sr. levou (અ સિન્યોર કૂજ્ઞ ગ્વાર્દ શુવ્વ ઉ સિન્યોર્ લેવો) જે બીની છત્રી તમે લીધી તે (સ્ત્રી). The lady whose umbrella you took.

Os passageiros cuja bagagem achéi (ઉશ્ પાસાજ્યેરશ્ કૂજ્ઞ બગાજિન્ય આશેઇ) ઉતારૂઓ કે જેનો સામાન= જે ;ઉતારૂઓનો સામાન મને મળ્યો તે (આ ઉતારૂઓ) The passengers whose luggage I found.

ઉપર જણાવેલ સર્વનામમાંના qual, quem અને que પ્રશ્નાર્થે સર્વનામ તરીકે પણ વપરાય છે જે નીચેની વિગતેથી જણાશે.

## ૭ પ્રશ્નાર્થ સર્વનામ.

૬૦ Interrogativo સર્વનામમાં qual, quem અને que મુખ્ય છે. જેના અન્ય રૂપો (ઉપર સર્વનામમાં) જણાવી ગયા છીએ. તેમનો ઉપયોગ નીચેના વાક્ય ઉપરથી જોઇ શકાશે.

Qual e' a sua opinião ? (ક્વાલ્ એં અ સુઅ ઓપિનિઆંઉ ?) તમારો મત શું છે ? What is your opinion?
Qual (quaes) das facas ? (ક્વાલ્ (ક્વાઇશ) દશ્ ફાકશ ?) છરીઓમાંથી કઇ ? Which of the knives ?
Quem o tomou (કૅં ઉ તોમૌ ?) તે કોણે લીધું ? Who took it ?
(O) que disse elle ? (ઉ કે દીસિ એલિ ? તેણે શું કહ્યું ? What did he say ?

Que સાથે Por જોડવાથી adverb (અવ્યય) થાય છે. જેમકે Porque=શા માટે Why
Porque esperou o Sr. ? (પુર્કે ઇશ્પૅરો ઉ સિ'યોર્) આપે શા માટે રાહ જોઈ ? Why did you wait ?

આ ઉપરાંત qualquer (બહુ. quaesquer) શબ્દ વપરાય છે. તેનો અર્થ "કોઇપણ" થાય છે એટલે પુરૂષ કે સ્ત્રી ગમે તે હોય; તથા quemquer (બહુવચન નથી) નો અર્થ " જે જે " whoever થાય છે.

## ૮ અનિયમિત સર્વનામ.

**૬૬** આ સર્વનામનું નામ અનિયમિત કહેવાનું કારણ એવું છે કે તેના કોઇ નરજાતિ કે નારીજાતિ તેમજ એકવચન અને બહુવચનમાં નિયમિત રૂપ થતાં નથી. તેમજ કોઇ વખતે એકલું વિશેષણ તરીકે વપરાય તો કોઇ વખતે નામ (સર્વનામ) તરીકે વપરાય છે તેવાં સર્વનામ નીચે મુજબઃ—

૧ Alguem (આલ્ગૅ) કોઇ Somebody; Ninguem (નીંગૅ) કોઈ નહીં Nobody; Nada (નાદ) કંઇ નહીં Nothing; Fulano-a (ફુલાન) ફલાણું Such a one; Outrem (ઓત્રેં) બીજું Another; આટલા શબ્દો વિશેષ્ય તરીકેજ એટલે સર્વનામની રીતે વપરાય છે.

Que posso offerecer a V. mce ? nada mais (કે પૉસ્સુ ઑફેરેસેર્ આ વૉસ્સમર્સે ? નાદ માઇશ્) આપને શું

આપું! કાંઇ નહીં Nothing more વધારે દાખલા માટે પાઠ ૧૯ મો જુઓ.

૨. Cada (કાદ) દરેક each, cada um એનું નારીજાતી cada uma (એનું બહુવચન થતું નથી) એ વિશેષણ તરીકે વપરાય છે.

૩. નીચેના શબ્દો વિશેષણ તેમજ સર્વનામ ( વિશેષ્ય ) તરીકે વપરાય છે.

| એકવચન | | બહુવચન | |
|---|---|---|---|
| નરજાતિ | નારીજાતિ | નરજાતિ | નારીજાતિ |
| Um | Uma એક One | Uns | Umas કેટલાંક Some |
| (ઉં) | (ઉમ) | (ઉંશ્) | (ઉમશ્) |
| Algum | Alguma કેટલુંક Some | Alguns | Algumas „ „ |
| (આલ્ગૂં) | (આલ્ગૂમ) | (આલ્ગૂંશ્) | (આલ્ગૂમશ્) |
| Outro | Outra બીજું Other | Outros | Outras બીજાં Others |
| (ઔત્રુ) | (ઔત્ર) | (ઔત્રુશ્) | (ઔત્રશ્) |
| Todo | Toda બધું All | Todos | Todas બધાં All |
| (તોદુ) | (તોદ) | (તોદૂશ્) | (તોદશ્) |
| Tal બન્ને જાતિમાં વપરાયછે. એવું Such | | Taes (તાઇશ્) એવું Such | |
| (તાલ્) | | | |
| Tal qual „ | એજ Such as | Taes quaes Such as | |
| (તાલ્ ક્વાલ્) | જેવું કે | (તાઇશ્ ક્વાઇશ્) | |

દાખલા માટે પાઠ ૧૦ મો જુઓ.

### ૬૨ સર્વનામ વિષે વધારાની સૂચના.

*a*. ઉપરના સર્વનામમાં Tu, ti, teu, vos કે o vosso વિગેરે શબ્દો આપ્યા છે. તે ફક્ત જણાવવા સારૂજ છાપ્યા છે પરંતુ તેઓનો ઉપયોગ કરવા કરતાં o sr વાપરવું સહેલું છે.

*b.* જ્યારે એક ક્રિયાપદના બે કર્મ તરીકે સર્વનામોજ આવેલા હોય ત્યારે તેમાંનું પહેલું પુરૂષવાચક હોય છે અને બીજું વસ્તુવાચક હોય છે તેમાંનું પુરૂષવાચક સર્વનામ પહેલું મુકાય છે અને વસ્તુવાચક પછી આવે છે. વળી જે પુરૂષવાચક સર્વનામ હોય અને છેડે e આવ્યો હોય તો તે e રદ કરી તેને બદલે ' વપરાય છે. એટલે me અને o હોય તો તેને બદલે m'o, lhe ને બદલે lh'o અને નારીજાતિમાં m'a, lh'a થાય છે.

દાખલા

મેં તેને તે (વસ્તુ) વેચાતી આપી. Eu lh'o vendi (lhe અને o ને બદલે lh'o થયું. આ બંને કર્મ એકજ ક્રિયાપદના છે. તેમજ પુરૂષવાચક lhe અને વસ્તુવાચક o છે. નીચેના દાખલા પણ તેવાજ છે.)

તે (વસ્તુ) મને આપો    Dê-m'o    (દે મુ-ઉ)

તમેએ તે (ચીજો) તેણીને બતાવી ? Mostrou-lh'as ?

*c.* જ્યારે Lhes, બીજા સર્વનામ સાથે જોડાયલ હોય ત્યારે પણ ઉપર પ્રમાણેજ ' મુકાય છે. એટલે lhes ને બદલે lh' થાય છે. (lhe નો અર્થ તેમને.) જેમકે, અમો તે (વસ્તુ) તેમને ઉછીતી આપશું Nós lh'o emprestaremos a ellas; તે ( ચાવી f ) તેમને બતાવશો નહીં Não lh'a mostre a elles ( નાંઉ લ્ય મૅાસ્ત્રી અ એલિશ ) Do not show it (chave-f) to them આમાં lhes પુરૂષવાચક છે અને o અને a (સંયોજક સર્વનામ it ને બદલે :વપરાયલું) વસ્તુવાચક છે. વધારે દાખલા ૧૦મા પાઠમાં જુઓ.

*d.* જ્યારે nós અથવા vós બીજા કોઇ કર્મ તરીકે વપરાયેલા સર્વનામ સાથે જોડાયેલ હોય ત્યારે s ને બદલે l મુકાય છે. જેમકે nos-o હોય તો nol-o; nos a ને બદલે nol-a; nos-as ને માટે nol-as થાય છે.

તે અમને બતાવો    Mostre-nol-os } આમાં os અને as
તેણે તે (વસ્તુઓ) અમને આપી Elle nol-as deu } સંયોજક સર્વનામ છે.

વધારે દાખલા પાઠ ૧૦મા માં જુઓ.

૬૩ પાઠ ૧૦ મો (Decima Licção) દેસિમ લીસ્સાઊં
આ પાઠમાં પોરતુગીઝનું ગુજરાતિ આપવા કરતાં ગુજરાતિ વાક્યનું પોરતુગીઝ આપેલ છે. કારણકે ઉપરના બધાં નિયમોનું વિવેચન યથાસ્થિત થઇ શકે.

૧ તેણીને તે આપો=Dê-lh'os (દે લ્યુશ) Give them to her. (lhes અને os ને બદલે lh'os કલમ c મુજબ થયું અને – (હાઇફન) પાના પર ની કલમ ૫ મુજબ થયું.

૨ તેને તે બતાવો=Mostre-lh'os (મૉસ્ત્રિ લ્યુશ) Show them to him અહીં તે શબ્દ તેમને to them ના અર્થમાં છે.

૩ તમે શા માટે મારી પાસે તે લાવ્યા નહીં ?=Porque m'o não trouxe ? (પૂર્કે મુ નાંઉ ત્રોસિ) Why did you not bring it to me. આમાં (me અને o નું કલમ b મુજબ m'o થયું છે) બીજા દાખલા નીચે મુજબ.

૪ તેમને મારી પાસે મોકલતા નહીં=Não m'os mande (નાંઉ મુશ માંદિ) Do not send them to me.

૫ તમને તે કોણે આપ્યું ?=Quem lh'o deu ! (કૈં લ્યુ દેઉ !) Who gave it to you ? આમાં lhe અને o કલમ b પ્રમાણે આવેલ છે તેથી lh'o થયું).

૬ હું તે (વસ્તુ) તમને આપીશ=Eu lh'o darei (એઉ લ્યુ ઉ દારેઇ) I shall give it to you.

૭ અમને તે આપો=De-nol-o (દે નૂલુ) Give it to us આમાં nos અને o નો nol-o થયો અને de–અને nol-o વચ્ચેના – (હાઇફન) પાના પર ની કલમ ૫ મુજબ થયું.

૮ અમને શા માટે તમોએ તેમને બતાવ્યા નહીં ? Porque não nol-os mostrou ? (પૂર્કે નાંઉ નૂલુશ મોસ્ત્રૌ ?) Why did you not show them to us ? આમાં nos-os નું nol-os કલમ d મુજબ થયું છે.

૯ તે તેમને ( તે સ્ત્રીઓને ) તમારી પાસે મોકલત નહીં Não vol-as mandaria (નાંઉ વૂલસ માંદારીય) He would not send them (તારી) to you આમાં vos-as નું vol-as થયું.

૧૦ ભુલ કરતા નહીં Não se engane (નાંઉ સિ ઍંગાનિ ) Don't make a mistake.

૧૧ તેઓ હમણું જાગશે નહીં Não se acordarão agora ( નાંઉ સિ આકૉર્દારાંઉ અગૉર) They will not awake now.

૧૨ મહેરબાની કરીને એક કલાક બેસો. Assente-se uma hora, faça favor (આસૅન્તિ સિ ઊમ ઑર, ફાસ ફાવેરૂ) Sit down one hour, please.

**આ પાઠમાં વપરાયેલા નવા શબ્દોને માટે પાછળ આપેલ પોરતુગીઝ ગુજરાતિ શબ્દકોષ જુઓ.**

પાના ૫૯ મેં કલમ ૬૧ની ૧-૨-૩ ના ઉદાહરણો.

૧૩ Eu sei que elle é um grande patife ( એઉ સેઇ કે એલિ ઍં ઉં ગ્રાંદિ પાતીફિ) હું જાણું છું કે તે એક મોટો લુચ્ચો છે I know that he is a great scoundrel.

૧૪ Alguem está ahi ? ( આલ્ગેં ઇસ્તા આઇ ? ) ત્યાં કોઇ છે Is anyone there ?

૧૫ Não conheço pessoa alguma na esta (nésta) cidade (નાંઉ કુનેસુ પેસોઅ આલ્ગૂમ નૅસ્ત સિદાદિ) આ ગામમાં હું કોઇ માણસને ઓળખતો નથી I know none in this town.

૧૬ Não conheço ninguem (નાંઉ કુનેસુ નિંગેં) હું કોઇને ઓળખતો નથી I know nobody.

૧૭ Todo o dia (toda a noite) moramos juntos (તોદુ ઉ દીય (તોદ અ નોયતિ) મૉરામુસ જૂન્તુસ) આખો દિવસ અમે સાથે રહીએ છીએ We live together all day.

૧૮ Isto pertence a outrem (ઇસ્તુ પૅર્તૅંસિ અ ઔત્રે) આ બીજાનું છે. This belongs to others.

૧૯ Uns dizem isto, outros aquillo ( ઊંશૂ દીઝિં ઇસ્તુ, ઔત્રુસ્ અકીલુ) કેટલાક આ કહે છે, બીજાઓ તે કહે છે. Some say this, others that.

ક્રિયાપદ (Verbos) વૅર્બુશ

૬૪ ક્રિયાપદના મુખ્યત્વે કરીને બે ભાગ કરી શકાય. ૧ સહાયકારક ( Auxiliarios ) આઉશિલિયાર્યુશ અને ૨ મુખ્ય ( Principaes ) પ્રિંશિપાઇશ્. સહાયકારક ક્રિયાપદ એટલે જેનો સંપૂર્ણ અર્થ બીજા ક્રિયાપદની મદદથી સમજી શકાય અર્થાત્ તે એકલું ન આવતાં બીજાની સાથે આવીને પોતાનો અર્થ સંપૂર્ણ બતાવે છે. અને મુખ્ય ક્રિયાપદ હમેશાં પોતાનો અર્થ સ્પષ્ટજ દર્શાવે છે.

૬૫ હવે સહાયકારક અને મુખ્ય ક્રિયાપદોના પણ બે ભેદ છે. ૧ નિયમિત (Regular) અને અનિયમિત (Irregular).
આ સંબંધી વિશેષ વિવેચન અત્રે નિરૂપયોગી હોવાથી કરવું ઉચિત નથી.

૬૬ નીચેના ચાર સહાયકારક ક્રિયાપદ અનિયમીત હોવાથી અને હમેશાં ઉપયોગનાં હોવાથી તેના સંપૂર્ણ રૂપાખ્યાન હેઠળ આપ્યા છે.

Ter, Haver; (તેર્, આવ્વેર્) પાસે હોવું To have. Ser અને Estar (સેર્, ઇસ્તાર્) થવું To be.

અર્થ અને ઉપયોગ.

૧-૨ Ter અને Haver નો અર્થ એકજ છે "પાસે હોવું to have" પરંતુ તેમાં ter એ સહાયકારક ક્રિયાપદ છે તેમજ મુખ્ય ક્રિયાપદ પણ છે. એટલે એકલું પણ વપરાય છે. જ્યારે એકલું વપરાય ત્યારે તેનો અર્થ "કબજામાં હોવું" એવો થાય છે. પણ haver એ હમેશાં સહાયકારક ક્રિયાપદ તરીકેજ વપરાય છે.

૩-૪ Ser અને Ester આ બન્નેનો અર્થ એકજ છે "હોવું, થવું to be".

a જે વસ્તુ કે કામ જાથુ, નિત્ય રહેવાનું કે થવાનું હોય (જેવાં કે વારસામાં ઉતરેલ સદ્‌ગુણ કે દુર્ગુણ, ધંધા, શરીરની ખોડ ખાંપણ વિગેરે) તેમાં ser વપરાય છે. જેમકે, તે ઊંચો છે. (Ser e' alto; હું લડવૈયો છું Sou soldado (સોઉ સૉલ્દાદુ).

કર્મણિ પ્રયોગમાં (Passive voice માં) હમેશાં ser નોજ ઉપયોગ થાય છે. તેમાં estar કદી વપરાતું નથી. જેમકે, આ ચોપડી સારી રીતે વંચાશે. Este livro será bem lido (એસ્તિ લીવ્રુ સૅરા બૅં લીદુ) This book will be read well.

b જે વસ્તુ કે કામ થોડા વખતને માટે હોવાનું કે રહેવાનું હોય (એટલે temporary હોય) ત્યાં Estar વપરાય છે. જેમકે, તે બીડી પીએ છે Esta' fumando; (ઇસ્તા ફુમાંદુ). તે હોટેલમાં છે Esta' no hotel (ઇસ્તા નુ ઑતૅલ).

Estar મુખ્યત્વે કરીને વર્તમાનકૃદંત (Participle) ની સાથે વપરાય છે. જ્યારે Ser વર્તમાનકૃદંત સાથે કદી વપરાતું નથી. જેમકે હું લખું છું Estou escrevendo (ઇસ્તૌ ઇશ્ક્રેવેન્દુ).

૬૭ આ ઉપરાંત નીચલા ક્રિયાપદો પણ સહાયકારક છેઃ—
Querer, Dever (અર્થ shall, will) Poder (is able to, can, may ને બદલે) વિગેરે.

૬૮ "જોઇએ" એ શબ્દ (જેને અંગ્રેજીમાં must કહે છે તે) પોરતુગીઝમાં નીચે મુજબ રીતોએ દર્શાવાય છે.

Haver de ફરજ દર્શાવવા (obligation) જેમકે Elle ha de ir =તેને જવુંજ જોઇશે (he must (shall) go).

Ter de જરૂરીઆતપણું દર્શાવવા (Necessity) જેમકે Elle tem de ir=તેણે જવુંજ જોઇએ (he must (is to) go).

Dever અટકળ અથવા ફરજ } દર્શાવવા (Supposition & duty) જેમકે Elle deve estar la=તે ત્યાં હોવોજ જોઇએ અર્થાત તે ત્યાં હોય તોજ (if he must be there).

### ૬૯ Ter (તેરૂ) પાસે હોવુ' To have ના રૂપાખ્યાન

**૧ વર્તમાનકાળ** Presente do indicativo (પ્રૅઝેન્તિ દુ ઇન્દિકાતીવ્વુ)

મારી પાસે છે Eu tenho (એઉ તૅંગ્યુ) I have (૧લો પુરૂષ એકવચન)

અમારી „ „ No's temos (નૉશ્ તૅમુશ્) We „ ( „ „ બહુ „ )

તારી „ „ Tu tens (તુ તૅંશ્) Thou hast ( ૨જો „ એક „ )

તમારી „ „ Vo's tendes (વૉશ્ તૅન્દિશ્) You have ( „ „ બહુ „ )

તેની „ „ Elle tem (એલિ તૅં) He has ( ૩જો „ એક „ )

તેઓની „ „ Elles teem (એલિશ્ તૅં') They have ( „ „ બહુ „ )

આવી રીતે બધાં રૂપોમાં પુરૂષ અને વચન અનુક્રમે સમજી લેવાં.

**ચાલુ ભુતકાળ** Imperfeito (ઇમ્પૅર્ફેઇતુ)

સર્વનામના ઉચ્ચાર ઉપર આપેલા હોવાથી હવેથી ફરીને આપવા યોગ્ય નથી.

| | | | |
|---|---|---|---|
| મારી પાસે હતું | Eu tinha | (તીંગ્ય) | I had |
| અમારી „ „ | Nós tinhamos | (તીંગ્યમુશ્) | We had |
| તારી „ „ | Tu tinhas | (તીંગ્યશ્) | Thou hadst |
| તમારી „ „ | Vós tinheis | (તીંગ્યેઇશ્) | You had |
| તેની „ „ | Elle tinha | (તીંગ્ય) | He had |
| તેઓની „ „ | Elles tinham અથવા tinhão | (તીંગ્યંઉ) | They had |

**૩ પુર્ણ ભુતકાળ** Perfeito (indi) (પૅર્ફેઇતુ)

| | | | |
|---|---|---|---|
| મારી પાસે હતું | Eu tive | (તીવ્વિ) | I had |
| અમારી „ „ | Nós tivemos | (તીવ્વિમુશ્) | We „ |
| તારી „ „ | Tu tiveste | (તીવ્વૅસ્તિ) | Thou hadst |
| તમારી „ „ | Vós tivestes | (તીવ્વૅસ્તિશ્) | You had |
| તેની „ „ | Elle teve | (તેવ્વિ) | He had |
| તેઓની „ „ | Elles tiveram અથવા tiverão | (તીવ્વૅરંઉ) | They had |

### ૪ ભવિષ્યકાળ Futuro (indi) (ફુતુરૂ)

| | | | |
|---|---|---|---|
| મારી પાસે હશે | Eu terei | (તેરેઇ) | I shall have |
| અમારી ,, | Nós teremos | (તૅરૅમુશ) | We ,, ,, |
| તારી ,, | Tu tera's | (તૅરાશ) | Thou wilt ,, |
| તમારી ,, | Vo's tereis | (તૅરેઇશ) | You will ,, |
| તેની ,, | Elle tera' | (તૅરા) | He ,, ,, |
| તેઓની ,, | Elles terão | (તૅરાંઉ) | They ,, ,, |

### ૫ સંકેતાર્થ ભવિષ્યકાળ Condicional (કંદિસિયૉનાલ)

| | | | |
|---|---|---|---|
| મારી પાસે હોવું જોઇએ | Eu teria | (તેરીય) | I should have |
| અમારી ,, ,, | Nós teriamos | (તેરીયમુશ) | We ,, ,, |
| તારી ,, ,, | Tu terias | (તેરીયશ) | Thou wouldst ,, |
| તમારી ,, ,, | Vo's terieis | (તેરીએઇશ) | You would ,, |
| તેની ,, ,, | Elle teria | (તેરીય) | He ,, ,, |
| તેઓની ,, ,, | Elles terião અથવા teriam | (તેરીયાંઉ) | They ,, ,, |

### ૬ આજ્ઞાર્થ Imperativo (ઇંપૅરાતીવ્વુ)

તારી પાસે રહેવાદે Tem tu (તૅં તુ) Have thou ૨ જો પુરૂષ એકવચન
તમારી ,, ,, દીઓ Tende vo's (તૅન્દિ વૉશ) Have you ,, ,, બહુ ,,
તેની ,, ,, દે Tenha êlle (તૅન્ય એલિ) Let him have ૩ જો પુરૂષ એકવચન
તેઓની,, ,, ,, Tenham elles અથવા Tenhão ,, (તૅન્યાંઉ એલિશ),, them ,, બહુ

### ૭ સંશયાર્થભેદ-વર્તમાનકાળ

Subjunctivo presente (સુબ્જુંક્તીવુ પ્રૅઝૅન્તિ)

કે મારી પાસે હોય Que eu tenha (કે એઉ તૅન્ય) That I may have
,, અમારી ,, ,, ,, no's tenhâmos (,, નૉશ તૅન્યામુશ) That we ,, ,,

